


સર્વોપયોગી સાહિત્યશ્રેણી : ૧૫


ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

## ૧૮ પુસ્તકોની પહેલી યોજના

**૧. પ્રકાશનાં પગલાં**



જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય
લેખક : છોટાલાલ માનસિંગ કામદાર

**૨. જીવનપરિવર્તન**

એક જીવનપલટાની કરુણ-મંગલ સળંગ વાર્તા
લેખક : 'સોપાન'

**૭. ઇતિહાસને અજવાળે (સચિત્ર)**

ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા

લેખક : ઇન્દ્ર વસાવડા

**૮. ગૃહજીવનની કલા (સચિત્ર)**

ગૃહમાં સુખ અને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો

લેખક : 'સમાજશાસ્ત્રી'

**૯. ગામડું બોલે છે (સચિત્ર)**

હિંદના નમૂનારૂપ એક ગામડાનું સાચું જીવન

લેખક : ચુનીલાલ મડિયા

**૧૦. ગૃહજીવનનાં દૃશ્યો (સચિત્ર)**

આપણાં ગૃહ–કુટુંબનાં સાચાં શબ્દચિત્રો

લેખિકા : કુમુદ શેઠ

**૧૧. મારો ભારતદેશ (સચિત્ર)**

ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય

લેખક : કાન્તિલાલ પરીખ

**૧૨. આરોગ્યસાધના (સચિત્ર)**

આરોગ્યનાં સંરક્ષણ અંગે માર્ગદર્શન

લેખક : ડુંગરશી ધ૦ સંપટ

**૧૩. ભગવાનનાં છોરુ (સચિત્ર)**

હરિજનોના જીવનપ્રસંગોનો હૂબહૂ ચિતાર

લેખક : પુરાતન બુચ

( અનુસંધાન પૂંઠાના ત્રીજા પાને )

“સસ્તું સાહિત્ય” એટલે “ઊંચામાં ઊંચું સાહિત્ય”

# ગુજરાતના સેવકો

[ આજના ગુજરાતને ઘડનારા ૪ મૂક સેવકોની જીવનકથાઓ ]



લેખક :

ચન્દ્રકાન્ત શાહ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે૦ ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



દસ આના

# નિવેદન

"સર્વોપયોગી સાહિત્યશ્રેણી"નું આ પંદરમું પુસ્તક પ્રસિદ્ધ થાય છે.

આ સંસ્થા છેલ્લાં પાંત્રીસ વર્ષથી પોતાની શક્તિ અને વૃત્તિ અનુસાર ગુજરાતની સેવા કરી રહી છે. આજ સુધીમાં જીવન-ઘડતરમાં ઉપયોગી એવા લગભગ સાડા ત્રણસો ગ્રંથો એણે હજારો નકલોની સંખ્યામાં ગુજરાતનાં ઘરોમાં પહોંચાડ્યા છે. ધાર્મિક સાહિત્યનું પ્રકાશન આ સંસ્થાનું પ્રધાન અંગ રહેલું હોવા છતાં, તેનો વિશાળ અર્થ કરીને જીવન–વિકાસમાં પ્રેરણારૂપ થાય તેવાં જીવન-ચરિત્રો, આરોગ્યનાં પુસ્તકો, સમાજશિક્ષણ, સ્ત્રીકેળવણી, બાલવાર્તાઓ ઇત્યાદિ સાહિત્ય પણ એણે પ્રજાને વિપુલ પ્રમાણમાં આપ્યું છે.

પરંતુ પ્રજામાં હવે એક નવો વર્ગ ઊભો થયો છે અને એની સંખ્યા આપણી રાષ્ટ્રીય જાગૃતિની સાથોસાથ વધતી જશે. આ વર્ગ ઓછું ભણેલા પ્રૌઢોનો છે. ભાષાજ્ઞાન તો એમનું બાળકો જેવું હોય છે, પરંતુ સંસારના કડવા–મીઠા અનુભવો એમને મળેલા હોય છે. આ બન્ને સ્થિતિનો વિચાર કરીને આ વિશાળ સમુદાય માટે નવા પ્રકારનું સાહિત્ય નિર્માણ કરવું જોઈએ. એ સાહિત્ય મોટા અક્ષરોમાં છપાયેલું, બાળકો પણ વાંચી શકે એવી સહેલી ભાષામાં અને છતાં ય જીવનમાં ઉપયોગી એવા વિષયો ઉપર પ્રકાશ ફેંકનારું હોવું ઘટે.

આ કાર્ય કોણ કરે? ધંધાદારી પ્રકાશકો સ્વાભાવિક રીતે જ આમાં રસ ન લઈ શકે; કારણ કે આવાં પ્રકાશનમાં નફો હોય નહિ. આ કાર્ય 'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય' જેવી પારમાર્થિક સંસ્થાએ જ કરવું જોઈએ એમ લાગવાથી આ પ્રકાશનમાળાનો અમે આરંભ કર્યો છે.

ગુજરાત જેમની સાહિત્યસેવાથી પરિચિત છે, એવા યુવાન અને પ્રતિષ્ઠિત લેખકો દ્વારા વિવિધ વિષયોનાં સુંદર, સરળ અને સચિત્ર પુસ્તકો તૈયાર કરાવવાનું સંપાદનકાર્ય કરવા અમે જીવનસ્પર્શી સાહિત્યના પ્રસિદ્ધ લેખક ભાઈ મોહનલાલ મહેતા—'સોપાન'—ને શોધ્યા; અને તેમણે તે કામ હોંશપૂર્વક અને સહર્ષ ઉપાડી લીધું, તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. આ પ્રયાસનું પરિણામ આજે અમે પ્રજા સમક્ષ મૂકીએ છીએ.

'સર્વોપયોગી સાહિત્યશ્રેણી' જેવા સૂચક નામ સાથે જોડાયેલાં પુસ્તકોની યોજના તૈયાર કરવામાં, વિષયો ગોઠવવામાં અને લેખકો પાસે લખાવવામાં એમણે જે ચીવટ અને પરિશ્રમ દાખવ્યાં છે, તેના અમે સાક્ષી છીએ. આ પવિત્ર કાર્યના તેઓ પણ યશભાગી છે.

અમુક વર્ગ માટે યોજાયલી આ ગ્રંથશ્રેણી પ્રજાના બીજા ભાગ માટે પણ લાભદાયી અને માર્ગદર્શક નીવડશે, એવા ભરોંસાથી આ સંસ્થાના કાર્યક્રમમાં આ નવો પ્રકાર શરૂ કરતાં અમને આનંદ થાય છે.

મુંબઈ,
તા. ૨૦–૬–'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

# સંપાદકનું નિવેદન

'સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયે' મને જે કામ સોંપ્યું, તેનો સ્વીકાર મેં હળવે હૈયે કર્યો નથી; એટલું આરંભમાં જ જણાવી દઉં.

ઓછું ભણેલાં હજારો ભાઈ–બહેનોને જીવનને સ્પર્શતા વિષયોનું જ્ઞાન આપવાની જવાબદારી કેટલી મહાન છે, તેનું આ કાર્ય કરતાં મને સતત ભાન રહ્યું છે.

હું કેટલે અંશે એમાં સફળ થયો છું, તેનો નિર્ણય તો જાણકારો જ કરી શકે. મારે તો એટલું જ કહેવાનું છે, કે પરિશ્રમ કરવામાં મેં કચાશ રાખી નથી; ને જ્યાં જ્યાંથી સહાય મેળવી શકું, ત્યાં ત્યાંથી મેં મેળવી છે.

વિષયોની પસંદગીમાં અને તેના લેખનકાર્યમાં લેખકમિત્રોએ જે મદદ કરી છે, તે હું ભૂલી શકીશ નહિ. પ્રકાશક, સંપાદક કે લેખક આ કાર્યની મહત્તા અને પવિત્રતાને ભૂલ્યા નથી, એટલું તો પૂરી નમ્રતા સાથે પણ મારે કહેવું જોઈએ. હજારો બંધુ–ભગિની પ્રત્યેની લાગણી આ ગ્રંથશ્રેણીના લેખન–પ્રકાશનના મૂળમાં રહેલી છે.

શક્ય તેટલી કાળજી રાખીને વિષયોની પસંદગી કરી છે. આ યોજના એક જ વર્ષની કે અઢાર જ પુસ્તકોની નથી, તે લક્ષમાં રાખ્યું છે; છતાં પહેલા વર્ષમાં ય વિષયનું વૈવિધ્ય સપ્રમાણ જાળવવાનો સભાન પ્રયાસ તો કર્યો જ છે. આમ છતાં એમાં ત્રુટિઓ નહિ

હોય કે નથી, એમ હું કહી શકું નહિ. લોકશિક્ષણમાં રસ ધરાવતા સજ્જનો મને તેમની સૂચનાઓ મોકલશે, તો હું આભારી થઈશ.

અંતમાં, મારે 'સસ્તું સાહિત્ય' ના ટ્રસ્ટીઓનો આભાર માનવો છે. હું જાણું છું, કે તેઓ આભારના ભારથી દૂર રહેવા ઇચ્છે છે; પરંતુ મારે સૌને જણાવવું જોઈએ, કે સદ્દગત ભિક્ષુ અખંડાનંદે પ્રકટાવેલા જ્ઞાનદીપકની જ્યોતને એમણે નમવા તો નથી જ દીધી; પરંતુ સતત દિવેલ પૂરીને એને પ્રજ્વલિત રાખી છે. સહેજ આગળ વધીને કહું, તો એ જ્યોત વધુ પ્રકાશ આપી શકે, તે માટે તેઓ વૈજ્ઞાનિક પ્રયોગો પણ સતત કરતા રહે છે. આ ગ્રંથશ્રેણીના સંપાદનકાર્ય અંગે ટ્રસ્ટીમંડળના પ્રમુખ શ્રી મનુ સૂબેદારે મને સતત ઉત્સાહ અને માર્ગદર્શન આપ્યાં છે, એમ મારે કબૂલવું જ જોઈએ. એમનો સહકાર ન હોત, તો આ કાર્ય મેં થાકીને અધવચ્ચે જ છોડી દીધું હોત.

મુંબઈ,<br>
તા. ૨૦-૬-'૪૬

મોહનલાલ મહેતા

# લેખકનું નિવેદન

આ પુસ્તકમાં આલેખેલાં ચાર 'જીવનચરિત્રો' આજે ગુજરાતમાં જીવતા ચાર 'ગુજરાતના સેવકો'નાં છે. એ જીવનો પોતે જ પોતાને કહેવાનું છેલ્લાં ચાળીસ વર્ષથી કહેતાં આવ્યાં છે. એ ચારે પુરુષોનો કર્મયોગ એ જ એમની વાણી કહો કે જીવનસંદેશ કહો તે છે. એમાંથી અનેકે સીધી યા આડકતરી પ્રેરણા મેળવી છે.

'ગુજરાત મહાસભા સેવાદળ'ના મારા નાના–મોટા મિત્રો, સાથીઓ ને વિદ્યાર્થીઓ સમક્ષ અવારનવાર બૌદ્ધિક વર્ગોમાં જીવનચરિત્રો, વાર્તાઓ, ઇતિહાસ–કથાઓ વગેરે કહેવાનું હોય છે. એક રીતે કહું તો આવાં ટૂંકાં જીવનચરિત્રો આલેખવાની કલ્પના એમાંથી આવી છે; અને એ રીતે એમને જો આવાં આલેખનો કાંઈપણ ઉપયોગી થશે તો મારો પ્રયાસ સાર્થક સમજીશ.

આ 'ગ્રંથમાળા'ના સંપાદક શ્રી 'સોપાને' મને આ પુસ્તક લખવાનો અવકાશ આપ્યો તે બદલ એમનો હું ઋણી છું.

શ્રી. ઠક્કરબાપાના જીવનને આલેખવામાં શ્રી મેઘાણી-ભાઈના 'ઠક્કરબાપા' નામના નાનકડા પુસ્તકનો આધાર લીધો છે તે બદલ તેમનો આભારી છું.

બાકી તો પુસ્તક જ જે કહેવાનું છે તે કહેશે.

નડિયાદ,
તા. ૨૭-૧૭-૪૬

ચન્દ્રકાન્ત શાહ

## અનુક્રમ

# ૧ : ઠક્કર બાપાં

રાષ્ટ્રના 'બાપા'નું બિરદ પામેલ એ જૈફ માનવી આજે આસામના નાગા ખાસી વચ્ચે ને કાલે મલબારમાં તો પરમ દિવસે ઓરિસ્સાના આદિવાસીઓમાં તો વળી બે દિવસ પછી પંચમહાલના ભીલો વચ્ચે ને ત્યાં જ બંગાળનાં ક્ષુધાર્ત હાડપિંજરો વચ્ચે–એમ સતત આ તોતિંગ દેશના એક ખૂણાથી બીજા ખૂણા સુધી સદા ય પીડિત માનવતાનાં દર્દો નિહાળતો, એમના આર્તનાદ સુણતો, એમને રાહત આપતો અને એને સરકારને કાને પહોંચાડતો અવિશ્રાંત પરિશ્રમ કરતો ભમ્યા કરે છે. કોણ છે આ માનવી?

સિત્તોનેર વર્ષની ઉંમર, શ્વેત ને ચકચકિત સુસજ્જિત પડછંદ કાયા, નખથી શિખ સુધી ખાદીનાં સફેદ ધોતી, લાંબો કોટ ને અણિયાળી ટોપીમાં સજ્જ થયેલ એ વૃદ્ધ મૂર્તિને જોઈને હિંદના કોઈ ગ્રામસેવક કે મૂંગા કાર્યકરને બદલે કોઈક મુંબઈગરા કે અમદાવાદી વેપારીનો જ ખ્યાલ આવે. એ મુખાકૃતિમાં આ ઉંમરે પણ બુદ્ધકાલીન શિલ્પકળાની મુખાકૃતિ ઉપરનું અડંગ નિશ્ચયબળ દર્શાવતું સૌષ્ઠવ ને ગાંભીર્ય નજરે પડે છે. એ મૂર્તિ તે જ ઠક્કર બાપા. એમનું આખું નામ અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર.

× × ×

કાઠિયાવાડના ભાવનગર રાજ્યના પાટનગર ભાવનગરના જ એ વતની. મૂળે ભાવનગર એટલે ગંદુ, મચ્છરોથી ખદબદતું શહેર. આવી ગંદકીવાળા શહેરના એક ગંદા ને કાદવ-કીચડથી ભરપૂર એવા ફળિયામાં બે માળના એક જૂના ને ખખડી ગયેલા મકાનમાં ઠક્કર બાપાનો જન્મ થયો; અને એ ગંદકીએ સદાય સ્વચ્છતા તરફ બાપાને આકર્ષ્યા. જ્યાં ગંદકી જુએ, અવ્યવસ્થા જુએ, ત્યાં આ ઉંમરે પણ 'બાપા'ને ચીડ ચડે છે, એમનું દિલ દુઃખી થાય છે અને માટે જ એ 'બાપા'ના દિલમાં દુનિયાની ગંદકી સાફ કરનારાં, બધું સ્વચ્છ અને સુઘડ રાખનારાં માનવીઓ પ્રત્યે સૌથી વધુ પ્રેમ ને હમદર્દી જન્મેલાં છે. 'બાપા' એમના બાળપણના આ ગંદા વાતાવરણમાંથી ગંદકીને સાફ કરનારાના 'સાચા બાપા' બનવાનો પેગામ લઈને તો નથી આવ્યા ને?

પિતાનું નામ વિઠ્ઠલદાસ ઠક્કર. જ્ઞાતિએ લોહાણા. કૌટુંબિક અવસ્થા તદ્દન સાધારણ. પિતા કોઈક જ્ઞાતિ વેપારીને ત્યાં નોકરી કરી માંડ માંડ ૨૦–૨૫નું માસિક વેતન પામતા ને એમાંથી જ આખા કુટુંબનું પેટિયું નીકળતું હતું.

કૌટુંબિક વાતાવરણ ગરીબાઈની સાથે જ કડકાઈથી પણ ભર્યું હતું. પિતા ગરીબ હતા, પણ અણઘડ નહોતા. પોતે કડક નિયમન પાળતા. વેવલાઈ, કોમળતા, મૃદુતા એવા શબ્દો જાણે એમણે સાંભળ્યા જ નહોતા. બાળકો

પોચાં બને એ એમને મૂળે જ પસંદ નહિ. સાહસ, કઠણાશ, કડકાઈ, કરડાકીપણું—એ બધું એમને બહુ ગમતું. એ ઇચ્છતા, કે બાળકો જરા કઠણ જિંદગી જીવતાં શીખે; એ ઇચ્છતા, કે છોકરાં બહુ લાડ ન લડે, પણ જરા અદબમાં—બીકમાં રહે ને બધું કામ બરાબર કરે; અને આ સ્વભાવનું પરિણામ તે—જો બાળકો કહ્યું ન માને, સીધી રીતે ન વર્તે તો કડકાઈનો અમલ, મારપીટની પ્રસાદી વગેરે મળતું. 'બાપા' તે દિવસે તો બાળક હતા. નિશાળે જવાનો ભારે કંટાળો, પરંતુ પિતા સામેથી એટલા જ કડક આગ્રહી. પરિણામે રોજ મારઝૂડ ને રડારડ. ટીંગાટોળી કરીને કેટલી ય વાર ઠક્કરબાપાને એમના પિતાજી નિશાળે મૂકી આવતા.

પિતા કડકાઈ ને સાહસ ઇચ્છતા; બાળક સખત બને એમ એને કેળવતા. માતાનું દિલ એથી ઊલટી દિશામાં હતું. માતા હેત ને વાત્સલ્યની મૂર્તિ સમાં હતાં. એ કદી બાળકો ઉપરનો ત્રાસ કે મારપીટ જોઈ ન શકતાં. પિતાજી બાળક ઉપર હાથ ઉપાડે ને માતાનું દિલ કંપી ઊઠતું; એના દિલમાંથી કોમળતા નીતરતી. એ અરેરાટી પોકારી એની મીઠી ને વહાલી ગોદમાં પિતાના હાથમાંથી બાળકને લઈ લઈને છુપાવી દેતાં. 'બાપા' આજે પણ એમની માતાની એ વહાલી ને મીઠી, વાત્સલ્ય ને કોમળતાથી ભરેલી સૌજન્યમય ગોદને યાદ કરી સદાય માતાનાં

સંભારણાં યાદ કરે છે. આજેય બાપા કોઈ મા પોતાનાં બાળકો તરફ એનાં હેતભર્યાં હૈયાં ઠાલવતી હોય છે ત્યારે પોકારી ઊઠે છે, કે 'મને મારી મા યાદ આવે છે!'

× × ×

'બાપા'ની કેળવણીની પહેલી શરૂઆત ભાવનગરથી થઈ. ગંદી ગંધાતી એ ગામઠી—પ્રાથમિક શાળાએ જ બાપાની કેળવણીનો પાયો નાખ્યો. માધ્યમિક શાળાનો અભ્યાસ પણ બાપાએ ભાવનગરમાં જ પૂરો કર્યો. માંડ માંડ કુટુંબનું પેટિયું પૂરું કરનાર પિતા કેવા સંજોગોમાં પોતાનાં બાળકોને તે જમાનામાં મેટ્રિક સુધીની કેળવણી આપી શક્યા એ એક વિચારણીય પ્રશ્ન છે; પરંતુ 'બાપા' ભાવનગરમાં મેટ્રિક થયાં. પિતાનો બાળકોને કેળવણી આપવાનો આગ્રહ અદમ્ય હતો. પિતા ઇચ્છતા, કે પેટે પાટા બાંધીશ—દુઃખ વેઠવું પડશે તો વેઠીશ, પણ મારાં બાળકોને જેટલી બને તેટલી વધુ કેળવણી આપીશ, અને એમના એ આગ્રહને માન આપી ઠક્કર બાપા મેટ્રિક પછી પૂનાની એન્જિનિયરિંગ કૉલેજમાં દાખલ થયા. આજે કૉલેજોમાં ભણનાર વિદ્યાર્થીને કલ્પના ન આવે એવી કરકસર કરી 'બાપાએ' કૉલેજમાં અભ્યાસ કર્યો ને 'એલ. સી. ઈ.'ની પદવી પ્રાપ્ત કરી.

જે ગરીબીમાં 'બાપા'એ અભ્યાસ કર્યો હતો ને જે કૌટુંબિક અવસ્થા હતી, એ કોઈ રીતે 'બાપાને' બીજું વિચારવા દે એમ હતું જ નહિ. કેમ કરીને હવે થોડું

કમાવું ને કુટુંબને આ કારમી આર્થિક ભીડમાંથી કાંઈક મુક્ત કરવું–આ એક જ વિચાર સામે હતો. 'બાપા' અભ્યાસ પૂરો કરી તરત જ નોકરી ઉપર ચડી ગયા. જેમ કેળવણીની શરૂઆત ભાવનગરથી કરી એમ જીવનની કમાણીની શરૂઆત 'બાપા'એ કાઠિયાવાડની રજવાડી રેલવેમાં નોકરી કરીને કરી.

પરંતુ છપ્પનિયો દુકાળ આવ્યો. સર્વત્ર હાહાકાર કરતા એના પંજા વ્યાપ્યા. હજારો મરવા લાગ્યાં. કામ-ધંધા બંધ થયા. 'બાપા' એ કાળે પોરબંદર રાજ્યમાં નોકરી ઉપર હતા. નોકરી ગઈ. 'બાપાને' મન એ વ્યથાના દિવસો હતા. એક બાજુ સર્વત્ર દુકાળના ઓળા ઊતર્યા હતા, એ જ કાળમાં નોકરી ગઈ. બીજો પ્રશ્ન અત્યારે વિચારવાનો જ નહોતો. બાપા તરત જ આફ્રિકાની કેન્યા-યુગાન્ડા રેલવેમાં નોકરી માટે ઉપડી ગયા.

'બાપા' આફ્રિકા ગયા, પણ દિલ દેશમાં હતું. દેશમાં જે કારમો ભૂખમરો જામ્યો, એણે 'બાપા'ના દિલને વલોવી નાખ્યું હતું; અને એ દુકાળે જ 'બાપા'ને 'માનવ–સેવક' બનાવ્યા. એ દુકાળમાંથી જે આર્તનાદ ઊઠ્યા, એણે 'બાપા'ના દિલને હચમચાવી નાખ્યું; અને એમાં પ્રતિ પખવાડિયે પિતા તરફથી મળતા કાગળોએ ઉમેરો કર્યો. એ યુગમાં પણ એમના પિતાજી ભાવનગરમાં પોતાના જ્ઞાતિબંધુઓને માટે દુકાળ–રાહતનું કાર્ય કરતા, નાણાં ઉઘરાવતા, અનાજ

એકઠું કરતા ને સૌને જમાડતા. આ બધું પિતાજી પુત્રને લખતા; અને દૂર દૂર બેઠેલા એ પીડિતોના 'બાપા' થવા સર્જાયેલા પુત્રના દિલમાં જે આહલેક જાગી હતી, એમાં પિતાના આ પત્રોએ નવો પ્રાણ રેડ્યો. ત્યાં બેઠે બેઠે એનાં દિલમાંથી આકાંક્ષાઓ ઊઠવા લાગી, કે 'ક્યારે હું મારી મા-ભોમનાં એ પીડિતોની વહારે ધાઉં?' ઠક્કરબાપાના પિતાજી એ રીતે દૂર બેઠાં બેઠાં એમના પ્રથમ જીવન–ગુરુ બન્યા હતા.

પિતાના જીવનમાંથી ઠક્કર બાપા નાનપણથી જ ચીવટ ને વ્યવસ્થા શીખ્યા. પિતાના જીવનમાંથી ને એમના આ પત્રોથી 'બાપા'ને સેવા–જીવનની પ્રથમ દીક્ષા સાંપડી.

વર્ષો સુધી આફ્રિકામાં નોકરી કરી ઠક્કરબાપા પાછા આવ્યા. મુંબઈની સુધરાઈ રાહ જોઈને બેઠી હોય તેમ ઠક્કરબાપાની કુરલા ખાતે નિમણૂક થઈ. શહેરનો કચરો ભરી લાવતી ચેમ્બૂર 'લાઈટ રેલવે'ના એ નિરીક્ષક નિમાયા હતા.

અને આ નોકરીએ બીજાની જેમ ઠક્કરબાપાને સાહેબ ન બનાવ્યા. આ નોકરીએ ઠક્કરબાપાને કામ કરનારા, જીવતા દોજખોમાં ને જીવનની અવર્ણનીય બદીઓમાં ફસાયેલા એ ઝાડુવાળા મહારો ને માંગોના મુકાદમ ન બનાવ્યા; પરંતુ એમની જીવનયાતનાઓના હમદર્દ બનાવ્યા. પીડિત અને પતિતના ઉદ્ધારક બનાવ્યા. એ લોકોના જીવનની અનેક-વિધ કઠણાઈઓ, નરકથી પણ બદતર સાફસૂફીનું કાર્ય–

આ બધાંએ બાપાને એમની સેવા માટે અવિશ્રાંત કાર્ય કરવાનો બીજો દીક્ષામંત્ર આપ્યો; અને એક રીતે મુંબઈની સુધરાઈના કુરલા ખાતેની એ કચરાપટ્ટીની લાઈટ રેલવેના નિરીક્ષક અમૃતલાલ ઠક્કર, ત્યાંથી આજીવન સેવક બનવાની મહત્ત્વાકાંક્ષા લઈને પીડિતોના હૃદયસેવક બન્યા. નોકરી કરતા ત્યારે જ એમણે આ લોકોની કાંઈક સ્થિતિ સુધરે તે માટેની પ્રવૃત્તિઓ શરૂ કરી. એમણે એમને માટે જુદી જુદી યોજનાઓ પણ કરી.

આ અરસામાં જ ઠક્કરબાપાને બીજી કેટલીક પ્રતિભાશાળી વ્યક્તિઓનો સંપર્ક સાંપડ્યો.

શ્રી. વિઠ્ઠલ રામજી શીંદે સારા ય મહારાષ્ટ્રમાં હરિજન-પ્રવૃત્તિના જનક મનાય છે. એમના કાળમાં એ ક્ષેત્રમાં એમણે અદ્‌ભુત કાર્ય કર્યું. એમના કાર્યને મૂર્તિમંત કરતો પૂનાનો હરિજન અહલ્યાશ્રમ આજે પણ મોજૂદ છે. જ્યારે કોઈને એ કાર્યનો ખ્યાલ પણ નહોતો, ત્યારે એમણે આ કાર્ય છેક ૧૯૦૫માં આરંભેલું. એ મહારાષ્ટ્રમાં દલિત વર્ગો માટેનું એક 'મિશન' પણ ચલાવતા હતા. ઠક્કર-બાપાનો એમની સાથે પરિચય થયો.

રામદાસને શિવાજી મળ્યા! અનેક ભાવનાઓને મૂર્તિ-મંત સ્વરૂપ આપનાર શિલ્પી મળ્યો! શીંદેજીએ જે જીવન-કાર્ય ખાસ મહારાષ્ટ્રમાં કર્યું, તેને રાષ્ટ્રવ્યાપી બનાવવા

જાણે ઈશ્વરી સંકેતથી જ આ પરિચય ન થયો હોય! અને ઠક્કર બાપા હજી નવા હતા. એમને ઘણું શીખવું હતું—જાણવું હતું. દિલમાં સેવાની ભાવના જાગી હતી; પરંતુ જાહેર કાર્યની ચીવટ, વ્યવસ્થા ને પદ્ધતિનાં જ્ઞાનની આવશ્યકતા હતી. શીંદેજીના પરિચયે એ પૂરાં પાડ્યાં. શીંદેજી એમના જાહેર જીવનના બીજા ગુરુ બન્યા. એમણે 'બાપા'ને ચીવટ, વ્યવસ્થા અને મૂંગા કાર્યના મંત્ર આપ્યા. શીંદેજીને એમનો જીવનસંદેશ રાષ્ટ્રભરમાં બુલંદ બનાવનાર એક શિષ્ય સાંપડ્યો. સોનામાં સુગંધ ભળી; ગંગા અને યમુના મળ્યાં—એક મહાન સાગર તરફ કૂચ કરવા!

સેવાના ભેખધારી આ માનવીઓના પરિચય પછી અમૃતલાલભાઈ મુંબઈ-સુધરાઈના નોકરિયાત હોવા છતાં સેવાના રંગે રંગાઈ ચૂક્યા હતા. ભેખ લેતા પહેલાં જે અથાગ મનોમંથનો કોઈ પણ માનવીના દિલને વલોવી નાખે છે, એવાં જ મંથનોની શરૂઆત એમના દિલમાં થઈ ચૂકી હતી. સુધરાઈની નોકરીની સાથે સાથે જ જ્યારે જ્યારે જે કાંઈ થોડો ઘણો વખત મળતો, ત્યારે ત્યારે તે વખતના મુંબઈના સુધરાઈ હરિજન કામદારોનાં, બીજા કામદારોનાં ને એવાની સેવાનાં કાર્યોમાં ગાળવા માંડ્યા; પણ એમાં યે એમના દિલને સાંત્વન નહોતું. એમનું દિલ તો અણીશુદ્ધ સેવા ઝંખતું હતું; એમને તો ભેખ લેવો હતો—એમને તો આકરાં તપ આદરવાં હતાં!

આખરે મંથનોએ મૂર્ત સ્વરૂપ લેવા માંડયું. પોતાના એક નાના ભાઈ ડૉ. કેશવલાલ નોકરી ઉપર સ્થિર થયા હતા, તેમને તેમણે લખ્યું, કે 'હવે મને છૂટો કરી દો.' ભાઈએ પિતાને લખ્યું; ને પિતા તો એ ઇચ્છતા જ નહોતા. પોતે જીવે ત્યાં લગી તો અમૃતલાલ નોકરી કરે જ એવો પિતાનો સ્પષ્ટ આદેશ મળ્યો. અમૃતલાલભાઈનાં મંથનો અને બીજી બાજુ પિતૃભક્તિ, એ બન્ને વચ્ચે ભારે ખેંચતાણ ચાલી. પિતા અમૃતલાલભાઈને ફરી પરણાવવા માગતા હતા. એ પણ કરી ચૂક્યા; પણ પિતાની ઇચ્છા ન ફળી. અમૃતલાલભાઈ કૌટુંબિક જંજાળમાં ફસાય તે પહેલાં જ બીજાં પત્ની પણ દેવલોક પામ્યાં. ઈશ્વરનો જાણે સંકેત જ હતો, કે એમને કૌટુંબિક જંજાળમાં ન ફસાવવા. એક નાના કુટુંબને બદલે એ માનવી માટે તો સમગ્ર માનવસમાજ કુટુંબ બનવાનો હતો; અને ઈશ્વરે એ માર્ગ સાફ કરી આપ્યો.

આ અરસામાં જ એક ભારે જબરો બનાવ બન્યો. રાજકીય જીવનમાં આ દેશમાં ભારે ખમીર બતાવનારા ને ઝૂઝનારા માનવીઓને પણ સામાજિક સુધારા ને સામાજિક ક્રાંતિની વાતો કરતાં અનેક વખત પાછા પડવું પડયું છે. એ જમાનો—આજથી ત્રીસ પાંત્રીસ વર્ષ પહેલાંનો જમાનો—એટલે સામાજિક જીવનના અંધકારનો જમાનો. રાજકીય ક્ષેત્રમાં આઝાદીની વાત થઈ શકતી, આર્થિક

ક્ષેત્રમાં સમાનતાની વાત થઈ શકતી; પરંતુ સામાજિક ક્ષેત્રમાં સમાનતાની, અસ્પૃશ્યતાનિવારણની કે નાતજાતના ઉચ્ચ-નીચના ભેદભાવ મિટાવવાની વાત કરવી એટલે આગ સાથે બાથ ભીડવા જેવી વાત હતી. મહારાષ્ટ્રમાં કેટલાક સમર્થ સુધારકોના કાર્યને લીધે કાંઈક પ્રગતિ સધાઈ હતી; પરંતુ ગુજરાતી સમાજ એની જ્ઞાતિની વ્યવસ્થા ને વિચારથી જરા ય ઊંચો આવ્યો નહોતો.

આ બનાવ તે મુંબઈની 'આર્યન બ્રધરહૂડ સોસાયટી' તરફથી હરિજનો સાથે પ્રીતિભોજનનો બનાવ. આ ભોજનની જાહેરાતે જ સમગ્ર મુંબઈ નગરીને ચગડોળે ચડાવી હતી. આજે જે ઘરે ઘરમાં—નાનાં ગામોમાં પણ—કાર્ય કરો સહેલાઈથી કરી શકે છે, તે તે કાળમાં તો મુંબઈ જેવા શહેરમાં પણ વિચારવું એ જ ગુના જેવું—કોઈ ભારે મોટા પાપ સમું મનાતું!

અમૃતલાલભાઈને મન આ ભોજનમાં ભાગ લેવો એ સ્વાભાવિક હતું—એક ધર્મકાર્ય હતું. એમણે ભાગ લીધો. ભાગ લેતાં પહેલાં એ મનમાં બરાબર સમજતા હતા, કે મારું આ કાર્ય પિતાને ખૂબ દુઃખ આપશે. અને પિતાજી તે વખતે રહેતા હતા પણ મુંબઈમાં જ. નાનાભાઈ નારાયણજી-ને ત્યાં જ બીજાં પત્નીના મૃત્યુ પછી બાપા પણ રહેતા. પિતાજી પણ ત્યાં જ રહેતા હતા. અમૃતલાલભાઈએ મનમાં એમ પણ વિચાર્યું હતું, કે પિતાને આની જાણ જ ન

થવા દેવી. જાણ થાય તો એનાં શાં પરિણામ આવે તે પણ એ સમજતા જ હતા. એનાથી દૂર રહેવા એમણે પૂરો પ્રયાસ કર્યો.

પરંતુ જ્ઞાતિઓમાં પણ લોહાણા જ્ઞાતિ ભારે જબરી મનાય છે. એની કડકાઈ જેવી તેવી નથી હોતી. એના પટેલિયા ભલભલાને થથરાવે એવો કરપ રાખતા હોય છે. એ પટેલિયામાંના જ એક પોતાના પિતાજી હતા; એટલે ઠક્કર બાપાને જ્ઞાતિના કરપનું પૂરું ભાન પણ હતું.

છતાં બાપાએ સાહસ કર્યું જ હતું. એમણે પોતાના દિલના ધર્મને જ સાચો માન્યો; પણ પરિણામ સારું ન આવ્યું. જ્ઞાતિજનો ભેગા થયા. અમૃતલાલભાઈને પંચ રૂબરૂ બોલાવ્યા. એ ગયા પણ ખરા. પંચ કહે: 'તમે ભારે જબરું પાપ કર્યું છે. જ્ઞાતિ આ ન સાંખી શકે. પ્રાયશ્ચિત કરવું પડશે. જ્ઞાતિ કહે તે શિક્ષા કબૂલ રાખવી પડશે. નહિતર આખા કુટુંબને નાતબહાર કરી નાખવાનું ફરમાન થશે.'

અમૃતલાલભાઈ પરિણામ સમજતા હતા. માંદગીના બિછાને પડેલા પિતાને મન આ સમાચાર એક જીવલેણ ઘા સમા જ નીવડશે, એ વિષે એમના મનમાં લેશ માત્ર શંકા નહોતી. એમણે ખૂબ મંથન અનુભવ્યું: એ થોડી પળો માટે પિતૃભક્ત પુત્ર અને માનવ-સેવક 'બાપા'—એ બેની વચ્ચે ભારે તુમુલ યુદ્ધ થયું; અને આખરે પિતૃભક્તિ જીતી.

અમૃતલાલભાઈએ પ્રાયશ્ચિતનો સ્વીકાર કર્યો. એ માટેની વિધિ જ્ઞાતિએ ફરમાવી તે મુજબની એમણે કરી અને પછી એ ઘેર ગયા. બાપાનું દિલ તે દિવસે ખૂબ વલોવાયું.

પણ બસ, એ મંથનો અને વલોપાતનો હવે અંત નજીક આવી રહ્યો હતો. ૧૯૧૩ની સાલમાં પિતાએ દેહ મૂક્યો. પિતૃભક્તિ અને માનવભક્તિ વચ્ચે મંથનો અનુભવતા એ માનવીના દિલનો માર્ગ મોકળો થયો.

એક સમી સાંજે મુંબઈના 'હિંદના દરવાજા' નામે પ્રખ્યાતિ પામેલા પાલવા બંદર ઉપરના દરવાજા પાસેના સ્થાને બેસીને પોતાના નાનાભાઈ ડૉકટર કેશવલાલને મોટાભાઈએ કહી દીધું, કે 'હવે હું તો નોકરી છોડવાનો છું. પિતાની હાજરીને કારણે છ છ વર્ષથી મનને મંથનોમાં ને મંથોનોમાં અટવાવી કાબૂ રાખ્યો. હવે તો મારા આત્માને સાંત્વન મળે, મારો આત્મા જે સાચો ધર્મ કહે છે તે ધર્મ મારે અંગીકાર કરવો જ રહ્યો.' નાનાભાઈએ થોડો કાળ થોભી જઈ પેન્શન મળવાનો સમય પાકે ત્યાં-લગી નોકરી જારી રાખવા વિનવણી કરી જોઈ; પણ મોટા-ભાઈ કૃતનિશ્ચયી હતા. આત્મામાં ઊઠેલી આગને પેન્શન કે નાની મોટી સુખ સગવડો બુઝાવી શકે એમ નહોતું.

૧૯૧૪ની સાલના જાન્યુઆરી માસની ૨૫મી તારીખે પોતાના બધા ભાઈઓને ઉદ્દેશીને અમૃતલાલભાઈએ એક પત્ર લખ્યો. આ પત્રમાં જણાવ્યું, કે—

'મુંબઈની મ્યુનિસિપાલિટીની નોકરીનું મેં રાજીનામું આપ્યું છે, અને આવતી તારીખ ૨ જીથી હું નોકરીમાંથી ફારેગ થઈ 'સરવન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી'માં જોડાઈશ. આ સંબંધમાં કોઈની સલાહ લીધી નથી; મેં ફક્ત મારા આંતરધ્વનિની જ સલાહ મુજબ–મારા અંતરઆત્માની આજ્ઞા મુજબ–આ પગલું લીધું છે.'

'હું ખાતરીપૂર્વક માનતો થયો છું, કે હિંદુસ્તાનને સમગ્ર જીવન અર્પણ કરી દેનારા સેવકો જોઈએ છે–નહિ કે ફુરસદે અને સગવડે કામ કરનારા. જ્યાં સુધી આજીવન કાર્યકર્તાઓ હિંદુસ્તાનને ન સાંપડે, ત્યાં સુધી આપણી કશી પ્રગતિ જ નહિ થઈ શકે. સાચા કામ કરનારાઓ માટે તો પૈસાના ભંડાર ભર્યા છે. ગોખલેજી જેવાના ચરણોમાં હજારો અને લાખો રૂપિયાનો ઢગલો થાય છે. તેમને સાચા કામ કરનારાઓ નથી મળતા; એટલે આ લેખ ધરવામાં જો હું ભૂલ કરતો હોઉં, તોપણ હું એ ભૂલ શુભ મુરાદોથી અને પ્રામાણિકપણે કરું છું.

'મારી અંતરવ્યથાનો હવે અંત આવે છે. જીવનના સર્વ વિયોગો દુઃખકર છે; પણ હું તમને સૌને ઉમદા સેવાકાર્ય માટે ત્યજી જાઉં છું અને સમજું છું, કે તમારા સૌની મને શુભાશિષો છે.'

આ કાગળ લખીને તમામ સંસારી મોહ–કડીઓને તોડીને બહાર નીકળેલા અમૃતલાલભાઈ સાચા માનવ-સેવક

બન્યા. ૧૯૧૪ થી માંડીને તે ૧૯૪૬—બત્રીસ વર્ષથી રાષ્ટ્રનાં પીડિત માનવીઓની દર્દકથાના એ જીવંત સહોદર છે. એ દિવસથી માંડીને તે આજ સુધી એક ગામ—જિલ્લો કે પ્રાંત નહિ—સમગ્ર રાષ્ટ્ર એમણે એક છેડાથી બીજા છેડા સુધી અનેક વાર ખૂંદી નાખ્યો છે. આજે છોંતેર વર્ષના એ માનવીને ગાંધીજી કહે છે: 'બાપાને પગે તો પૈડાં છે.' એ પૈડાં આજે નથી આવ્યાં; ૧૯૧૪ માં જ્યારથી જીવનને સેવાને ચરણે ધર્યું, ત્યારથી જ એ પૈડાં લઈને જ 'બાપા' બહાર નીકળ્યા હતા.

'સરવન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટી' એ દિવસોમાં ભણેલાગણેલા અને વિદ્વાન સેવાભાવી હિંદીઓનું સૌથી મોટું અને સંગઠિત થાણું હતું. હિંદના ઉત્તમોત્તમ પુરુષોએ એને ચરણે પોતાની તમામ જીવનની મહેચ્છાઓ મૂકીને ભેખ સ્વીકાર્યો હતો. ગોખલેજી સૌને માટે સેવા—દીક્ષાની પ્રેરણામૂર્તિ સમા હતા. એ જમાનામાં એક ખૂણાથી બીજા ખૂણા સુધી જ્યાં જ્યાં જનતાને માથે કોઈ પણ પ્રકારનાં સંકટો ઘેરાતાં, કુદરતી આફતોના ઓળા ઊતરતા, ત્યાં ત્યાં આ વિદ્વાન આજીવન સેવાભેખધારીઓની જમાત બરાબર ટાણે પહોંચીને ભારે જબરાં કાર્યો કરતી.

વર્ષોની ગુલામીએ જે દેશમાં સેવાભાવનાને મૃતઃપાય કરી નાખીને સ્વાર્થપરાયણતાના ઝેરી કટોરા માનવ-માત્રની રગે રગમાં ઉતારી દીધા હતા, એવો એ જમાનો

હતો; અને તેમાં પણ અંગ્રેજી ભણીગણીને બાબુ બનેલો, સારી ધીખતી કમાણી કરનારો માનવી આવા 'ઘસાવા'ના કામમાં પડે એ ભારે આશ્ચર્યની વાત હતી; માટે જ આ સોસાયટી એ અનેક રીતે હિંદના 'સેવા–ભાવના'વાળા સમાજની રચનાના ઘડતરની જનની બની. એણે એ પછી આવનારી પેઢીઓ સમક્ષ એક ભારે ઉચ્ચ આદર્શનો નમૂનો પૂરો પાડ્યો; અને એની શરૂઆત પછીનાં થોડાં જ વર્ષોમાં એને જે અનેક ખમીરવંતા–માટીમાંથી માનવી સર્જવે એવા 'આજીવન ભેખધારીઓ' મળ્યા. એમાં કદાચ અમૃતલાલભાઈ યાને ઠક્કર બાપા સૌથી પહેલા આવે.

× × ×

'હિંદ–સેવક–સમાજ'માં જોડાયા પછીથી એમના બે પગાળા પૈડાના રથે અવિરત ઘૂમવાનું શરૂ કરી દીધું. બત્રીસ બત્રીસ વર્ષની એ સેવાઓ એટલે માત્ર ફરાફર નથી. એ સેવાઓને પરિણામે આસામથી માંડીને તે સિંધ અને સરહદ સુધી, કાશ્મીર અને યુક્તપ્રાંતના ગઢવાલથી માંડીને તે દક્ષિણના તુતીકોરમ સુધીના આ અફાટ તોતિંગ દેશમાં ઠેર ઠેર જીવંત અને પ્રાણવાન સંસ્થાઓ ઊભી થઈ છે. આસામના નાગા ખાસી, મદ્રાસ તરફના વારલીઓ, ગઢવાલના ગઢવાલીઓ, મધ્ય પ્રાંત અને ગુજ-રાતના ભીલો, ઓરિસ્સાના ઊડિયા, બંગાલના સાંથાલો અને આ બધાંને ટપી જાય તેવા સમસ્ત દેશના દરેક

પ્રાંતમાં ગામેગામ ને શહેરે શહેરમાં વસતા 'અસ્પૃશ્ય' હરિજનો—આવા દેશના તમામ પછાત, જંગલી અને દુ:ખદર્દોથી પીડાતા માનવીઓની વચ્ચે એ અવિશ્રાંતપણે ફર્યા છે. જ્યાં ગયા છે ત્યાં એક વૈજ્ઞાનિકની ઝીણવટથી તે તે જાતિઓનો, એમના માનવ–વંશ–શાસ્ત્રનો, એમના રીતરિવાજોનો, એમની આર્થિક હાલતનો એમણે અભ્યાસ કર્યો છે. એને પરિણામે એમનાં દુ:ખદર્દોનું વાસ્તવિક દર્શન કર્યું છે અને પછી નિરંતર એક સેવાપરાયણ અનાસક્ત કર્મવીરની ધગશ અને છટાથી એને દૂર કરવા પ્રયાસો આદર્યા છે. એ છે આ જૈફ માનવીના જીવનનો નિચોડ!

× × ×

'હિંદ–સેવા–સમાજ'માં જોડાયા ને થોડા જ કાળમાં કાર્યો આરંભ્યાં. યુક્તપ્રાંતના મથુરા અને એ ભાગોમાં ૧૯૧૪ની સાલમાં દુકાળ જેવી પરિસ્થિતિ ઊભી થઈ હતી. એ ત્યાં ઉપડ્યા, જોયું–જાણ્યું; દેશની હાલતનું–ગ્રામ્ય કિસાન જનતાનું સાચું દર્શન થવા લાગ્યું. જેમ જેમ એ કાર્યોમાં ખૂંપતા ગયા, એકથી બીજા જિલ્લામાં ને પ્રદેશોમાં ઘૂમતા ગયા, તેમ તેમ સેવાનો દીપ દિલમાં વધુ ને વધુ તેજસ્વી બનતો ગયો. ભેખધારી સેવકોની દેશને કેટલી આવશ્યકતા છે, એની એમને પ્રતિપળે વધુ ને વધુ સમજ પડતી ગઈ.

ઠક્કરબાપાનો સેવાસંગ્રામ અવિરતપણે આરંભાઈ

ગયો. દેશમાં જ્યાં ક્યાંય મહત્ત્વનો પ્રશ્ન ઊભો થાય ત્યાં ઠક્કરબાપાની સેવાઓ પહોંચી જ હોય.

મુંબઈના ભંગીઓને સહકારી મંડળીઓ કાઢવી હોય, તો એ ઠક્કર બાપા પાસે જાય; અને એ એની દેખરેખ રાખી સહાય કરે. અમદાવાદના આજના દેખાતા 'મજૂર મહાજન'નો પાયો એક રીતે ૧૯૧૫ની સાલમાં 'મજૂર વર્ગો'માં કેટલીક શાળાઓ કાઢીને 'બાપા'એ જ નાખ્યો હતો એમ કહી શકાય. એમણે મજૂર બાળકો માટે એ વર્ષોમાં શાળાઓ ઊભી કરી સૌનું ધ્યાન એમના તરફ ખેંચ્યું.

કચ્છમાં ૧૯૧૬ માં દુકાળ પડ્યો. 'બાપા' ત્યાં પહોંચ્યા જ છે. રણભૂમિ સમા આ પ્રદેશનાં માનવીઓને મળતા, ગામડે ગામડે આથડતા, રાજાને કાને વાતો નાખતા, હકીકતો રજૂ કરતા અને શક્ય રાહત આપતા—એ માનવપ્રેમી કર્મયોગીની યશગાથા દેશમાં ક્યાં ય લખાયા વિનાની નથી રહી.

૧૯૧૭ માં મુંબઈની કાઉન્સિલે બિનઅમલદારી સભ્યોની એક કમિટી નીમી હતી. આ કમિટીનું કામ મફત ને ફરજિયાત કેળવણી અંગેના ખરડા માટેનો એક વિસ્તૃત અહેવાલ તૈયાર કરવાનું હતું; અને સ્વ. શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ એ ખરડાના રચયિતા હતા. એમની નજર ઠક્કર બાપા ઉપર પડી. ખરડા માટે જરૂરી આંકડા બહુ જ ટૂંક મુદતમાં તૈયાર કરી લાવવાનું કામ એમણે

ઠક્કરબાપાને માથે નાખ્યું. ઠક્કર બાપા ઊપડ્યા. ગુજરાતનું એક એક નિશાળવાળું ગામડું ખૂંદી વળ્યા. જરૂરી આંકડા મધરાતે માસ્તરોનાં બારણાં ખખડાવી ભેગા કરી લાવ્યા. એ કાર્ય કરી બતાવીને ઠક્કરબાપાએ છાપ પાડી, કે ખડતલ, સેવાપરાયણ, કર્મમૂર્તિ સમો આ માનવી કોઈ લોઢાની કાયાનો બનેલો છે!

કર્મયોગી માનવી જેમ જેમ કાર્યો કરતો જાય છે, તેમ તેમ એ એમાં વધુ ને વધુ ખૂંચતો જ જાય છે. એને માટે કાર્યક્ષેત્ર કોઈ એક નથી રહેતું. જ્યાં જ્યાં આર્તનાદ હોય છે, અન્યાય, પીડા ને દર્દ હોય છે, ત્યાંની ત્યાંની હવા ફરતી ફરતી આવીને એના કાનમાં કહી જાય છે, કે 'જા, પણે તારી જરૂર છે! તું જલદી ઊપડ; ઊઠ, માનવતા–તારો કર્મયોગ તને પોકાર પાડે છે.' ઠક્કર બાપા આવા જ બન્યા. કોઈ એક પ્રદેશ કે કાર્યની મર્યાદા એમને માટે ન રહી. એ જમશેદપુરમાં 'મજૂર–સેવક' બન્યા. એ જગન્નાથપુરીમાં 'દુષ્કાળ–રાહત–સેવક' બન્યા. એ કાઠિયાવાડના દૂર દૂર ખૂણે પડેલા અમરેલીના 'ખાદી–સેવક' પણ બન્યા; ત્યાં એમણે પુરુષાર્થ આદરી મિત્રો ને સહાયકોની સહાયથી બેનમૂન એવું ખાદી–કેન્દ્ર થોડા જ કાળમાં જમાવીને અનોખી છાપ પાડેલી.

પરંતુ બાપાનું મહાન જીવનકાર્ય તો પંચમહાલમાં–ગુજરાતના એ ભીલોના જિલ્લામાં જ આરંભાયું.

૧૯૨૨–૨૩નાં એ વર્ષો; પંચમહાલમાં વરસાદ નિષ્ફળ જતાં કારમા દુકાળના ઓળા ઊતર્યા. આમે આ જિલ્લો તદ્દન પછાત, જંગલી જેવી ભીલ કોમનો એ જિલ્લો; પ્રજા તદ્દન અબુધ; એમને કશું જ્ઞાન નહિ, કશી સમજ નહિ; ન એમને રહેવાનાં પાકાં કે કાચાં માટીનાં ઘર કે ન પહેરવા પૂરાં કપડાં. ખાવામાં મકાઈ. ન તો એમનું કોઈ સંગઠિત મોટું ગામ. એ તો દૂર દૂર છાપરીઓમાં છૂટા છૂટા વસે; ક્યારેક વારતહેવારે માતામંદિરે ભેગા થાય.

આ લોકોના પ્રદેશમાં દુકાળ એટલે એને નિવારવાનું કામ આકરું. ગુજરાતના સેવકોએ એ કામ ઉપાડ્યું: 'બાપા' મોખરે હતા. સાથીદારોમાં ઇંદુલાલ યાજ્ઞિક ને પંચમહાલના બુઢ્ઢા ભીલ જનતાના લાડીલા સુખદેવભાઈ પણ હતા. એ બધાએ જેહાદ આરંભી. 'બાપા' ઝૂંપડે ઝૂંપડે કપડાં ને અનાજ લઈ ફર્યા.

અહીં તેમણે લાજ ઢાંકવા કપડાં ન હોવાથી ઘર બહાર ડોકું પણ ન કાઢી શકે એવી બહેનો જોઈને તેમને એમણે કપડાં આપ્યાં. એમની દર્દકથાઓ સાંભળી. 'બાપા'ને આ દુકાળે માત્ર રાહત આપીને જ પાછા ન ફરવા દીધા. આ જનતાના પરિવર્તન ને કાયમી ઉદ્ધાર માટે 'બાપા'એ સાથીઓ સાથે બેસીને યોજનાઓ કરી; અને એ યોજનાઓએ જ આજે અનેક સંસ્થાઓ સાથે વિસ્તરેલું ને હજારો ભીલ કુમાર–કુમારિકાઓને કેળવણી આપતું 'ભીલ-

સેવા–મંડળ' જન્મ્યું. ૧૯૧૩ ની આસપાસ એ મંડળની શરૂઆત થયેલી.

આજે દાહોદ–ઝાલોદની સડક ઉપર એ મંડળની પ્રવૃત્તિઓના પ્રતીક સમો 'મેરાખડી આશ્રમ' ઊભો છે; ઝાલોદના પાદરમાં 'શબરી કન્યાશ્રમ' ઊભો છે. જે ભીલ કોમને કેળવણીની કલ્પના નહોતી, તે કોમના સેંકડો વિદ્યાર્થીઓ આજે કેવળણી પામ્યા છે. એ કેળવણી પામીને ગયેલા વિદ્યાર્થીઓ આખા યે પ્રદેશમાં અનેક નાની-મોટી શાળાઓ ચલાવી સમગ્ર ભીલ કોમના ઉદ્ધારનું મહદ્ રાષ્ટ્રકાર્ય કરે છે.

આદિવાસી જેવી ગણાતી આ ભીલ કોમમાં ૧૯૨૩ થી આરંભાયેલા કાર્યનો આજે તો 'બાપા'એ રાષ્ટ્રવ્યાપી વિકાસ કર્યો છે. આજે એ કાર્ય એક કોમ, જિલ્લા કે પ્રાંતમાં જ ન રહેતાં 'બાપા'ની દોરવણી હેઠળ આખા દેશની આદિવાસી પ્રજાઓમાં વિસ્તર્યું છે.

હિંદુસ્તાનની ૪૦ કરોડની વસતિમાં લગભગ અઢી કરોડ જેટલી આ આદિવાસી જનતા જંગલો અને પહાડોમાં પ્રાથમિક અવસ્થાનું જીવન ગુજારતી રહે છે. આ જનતા અજ્ઞાન છે, અભણ છે; એને પહેરવા પૂરતાં કપડાં નથી; રહેવા ઘાસનાં ઝૂંપડાં સિવાય કોઈ ઘર નથી, ખાવા કંદમૂળ, મકાઈ, કોદરા, બાવટો કે એવાં અનાજ કે એની રાબડી જ છે. આ જનતા દારૂની ભયાનક બદીમાં

સપડાયેલી છે.

આસામ, બિહાર, બંગાળ, ઓરિસ્સા, મધ્ય પ્રાંત, મદ્રાસ, મુંબઈ ઈલાકો–બધે જ થોડા–વધારે પ્રમાણમાં આ પ્રજાનો વાસ છે. એની હાલત કરુણા ને કમકમાટી ઉપજાવે તેવી છે.

બાપાએ ૨૩ની સાલમાં પંચમહાલના ભીલ પ્રદેશોના દુકાળમાંથી જે કાર્ય આ પ્રજાઓમાં આરંભ્યું, તે આજે આખા દેશમાં વિસ્તર્યું છે. પ્રાંતે પ્રાંતે આ આદિવાસી પ્રજામાં કાર્ય કરનારા સેવાના ભેખધારીઓ આશ્રમો, શાળાઓ ને છાત્રાલયો કાઢીને પડ્યા છે. છેલ્લાં પચીસ વર્ષમાં આ જનતામાં 'બાપા'ની પ્રેરણાથી કાર્ય કરનારી લગભગ ૫૦ જેટલી નાની–મોટી સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે. આ બધામાં કાર્ય કરનારા કાર્યકરોના 'ઠક્કર બાપા' એ ખરેખર 'બાપા' છે. એ સૂર્યરૂપે સૌને પ્રેરણા ને પ્રકાશ આપે છે, સૌને ત્યાં જાય છે, એમનાં કાર્યો જુએ છે, એમની તકલીફો ટાળે છે. આદિવાસી જનતાનું કાર્ય એ આજે 'બાપા'નાં બે મહાન કાર્યોમાંનું એક છે.

\+ \+ \+

'બાપા'ને આજે દેશમાં મોટા ભાગના લોકો 'હરિજનોના બાપા' ને નામે ઓળખે છે. દેશમાં ગામડે ગામડે વ્યાપેલી આ કહેવાતી 'અસ્પૃશ્ય' જનતાનો હાથ તો પોતે મુંબઈની મ્યુનિસિપાલિટીની નોકરી કરતા ત્યારે જ એમણે

પકડેલો. ગુરુ શીંદેના જીવનમંત્રને એમણે ત્યારથી જ જીવનમાં ઉતારેલો. ૧૯૨૩ માં પંચમહાલમાં પણ 'ભીલ-સેવા–મંડળ' સાથે 'અંત્યજ–સેવા–મંડળ' પણ એમની જ પ્રેરણાથી ઊભું થયું હતું.

પરંતુ ૧૯૩૦ ની સાલનાં રાષ્ટ્રવ્યાપી આંદોલનોના કાળથી તો 'બાપા' એ કામમાં જ ખૂંપવા માંડ્યા. ઠેર ઠેર એમનાં મંડળો, એમને માટે કૂવાની ને બીજી રાહતની સંસ્થાઓ ઊભી થવા લાગી. ૧૯૩૨ની લડત પછી તો 'બાપા' એ કામમાં જ ખૂંપી ગયા. ૧૯૩૩ ના 'પૂના પૅકટ' વખતે ગાંધીજીને બધા આંકડા પૂરા એમણે જ પાડ્યા ને પછી તો એ મંત્રણાઓમાં પણ મુખ્ય રહ્યા; અને ગાંધીજી તો એક વાર જે સાચો માનવી હાથમાં આવ્યો, એને જવા જ ક્યાં દે છે ? 'બાપા'ને પકડી તો પાડ્યા જ હતા; પણ હવે તો 'બાપા'ને માથે એમણે દેશ આખાના હરિજન કાર્યનો ભાર નાખ્યો. 'બાપા' 'હરિજન–સેવક–સંઘ'ના મુખ્ય મંત્રી બન્યા. ૧૯૩૪માં મહાત્માજીએ હરિજન પ્રવૃત્તિ અંગે દેશ આખાનો પ્રવાસ કર્યો. 'બાપા' પણ સાથે ફર્યા. છ માસમાં તો સમસ્ત દેશમાં 'હરિજન–સેવક–સંઘ'ની શાખાઓ સ્થપાઈ ગઈ, લાખોનાં ફંડ થયાં અને પછી તો 'બાપા'એ આખા દેશમાં ફરવા માંડયું–એક છેડાથી બીજા છેડા સુધી. આજે સેંકડો સેવકો એ કાર્યમાં ખૂંપી ગયા છે.

'બાપા' દેશમાં અવિરતપણે ફરે છે. જ્યાં જાય છે

ત્યાં સેવકોને ત્યાં પહોંચે છે. એકને ત્યાં જઈ બીજા સૌના ખબરઅંતર પૂછે છે—સેવકના જ નહિ, એના કુટુંબના, સગાંવહાલાં, સૌના ખબર અંતર પૂછે છે. 'કેમ ભાઈ, કશી તકલીફ નથી ને?' એમ પૂછતા આશ્રમ હોય, તો એની ચારે બાજુ આંટો મારે છે. સ્થપાયું ત્યારે શું હતું, કેમ હતું, ત્યારથી સંભાળ લઈ ઝાડ—પાંદડું ને ઈંટ, પથ્થર ને મકાન—સજીવ ને નિર્જીવ—સૌમાં એ રસ લે છે. સૌને બીજા કાર્યકરોની ને અનુભવોની વાતો કરે છે. મર્મ—કટાક્ષો કરે છે, મજાક કરે છે; અને સૌના એક કૌટુંબિક વડા તરીકે આશ્વાસન આપે છે. આ છે એમના સ્વભાવની ખૂબી!

અને હવે તો 'બાપા'એ એક બીજું મહાન કાર્ય ઉપાડ્યું છે. 'બાપા'ના જીવનભરનાં અનેક કાર્યોને યશકલગી-રૂપે જો કોઈ કાર્ય હમણાં થયું હોય, તો તે 'કસ્તૂરબા–સ્મારક'ના ફાળાનું કાર્ય. બા જેલમાં દેવલોક પામ્યાં. કોંગ્રેસના તમામ આગેવાનો જેલમાં ને આ ફંડની શરૂઆત થઈ. સૌની નજર આટલા મહાન રાષ્ટ્રવ્યાપી કાર્યને પાર પાડનારી વ્યક્તિની શોધમાં 'બાપા' ઉપર જ ઠરી. એ એના મુખ્ય મંત્રી બન્યા. એક કરોડના ફંડની જગ્યાએ 'બાપા'ના મંત્રીપદે સવા કરોડનું ફંડ થયું. દેશને જેનું સ્મારક કરવાનું હતું તેની, એનો વહીવટ સોંપવાનો હતો તેની અને એ આખા કાર્યનો બોજો વહેનાર વ્યક્તિની પૂરી જાણ

હતી. દેશે એનો યથાયોગ્ય જવાબ આપ્યો. 'બાપા'નાં બે મહાન જીવન – કાર્યોમાં આજે આ ત્રીજું ઉમેરાયું છે. આદિવાસી જનતાના હજારો કાર્યકરો, સેંકડો 'હરિજન સેવક સંઘ'ના કાર્યકરો સાથે બાપાની રાહબરી હેઠળ હવે હિંદુસ્તાનની સ્ત્રીશક્તિનું કાર્ય આરંભાયું છે. સેંકડો સંસ્થાઓ રૂપે હજારો સ્ત્રીઓ હવે દેશના ખૂણે ખૂણે કાર્ય કરતી થશે. 'બાપા' આ હજારો કાર્યકરોના સાચા 'બાપા' સદાય રહેશે.

ઠક્કર બાપા આજે આ દેશમાં એક વ્યક્તિ નથી રહ્યા; એ તો સેંકડો સંસ્થાઓ રૂપે વિસ્તર્યા છે. એ હવે કાઠિયાવાડી કે ગુજરાતી પણ નથી રહ્યા, એ તો રાષ્ટ્રવ્યાપી બન્યા છે—ના, એ તો માનવ–વ્યાપી બન્યા છે. કોઈ એક કાર્ય હવે એમનું કાર્ય નથી રહ્યું. હવે તો જ્યાં જ્યાં દુઃખ અને દર્દનો પોકાર ઊઠે છે, જ્યાં જયાંથી દુકાળની ચીસો ઊઠે છે, જ્યાં જ્યાંથી ભૂખ, ગરીબી ને અન્યાયના ચિત્કાર સંભળાય છે, ત્યાં ત્યાં સર્વત્ર 'બાપા'ની કર્મયોગી મૂર્તિની પડછંદ કાયા જાતે કે એના સેવકના રૂપમાં ખડી થાય છે. 'બાપા'એ જે જીવન જીવી બતાવ્યું, એ જીવનની ભાવના આજે દેશના ખૂણે ખૂણે વ્યાપી છે. આજે હિંદુસ્તાનનો જુવાન સેવા કરવાના કોડવાળો બન્યો છે. એની એ ભાવનાની કોઈ જીવંત મૂર્તિ એની સામે હોય, તો તે ઠક્કરબાપાની છે.

આવા રાષ્ટ્રપિતાને હજારો વંદન હજો!

# ૨ : ત્યાગી રાજવી

૧૯૨૨ના માર્ચની ચૌદમી તારીખનો એ દિવસ. ઝાલાવાડના આસિસ્ટંટ પોલિટિકલ એજંટની વઢવાણની અદાલતમાં ભારે ધમાલ મચી રહી હતી. ઠેર ઠેર સફેદ ટોપીઓ, સફેદ ધોતી ને સફેદ સાડીઓ પરિધાન કરેલાં માનવીઓ નજરે પડતાં હતાં. ગુજરાતના કોંગ્રેસી આગેવાનો ત્યાં નજરે ચડતા હતા. સ્વ. કસ્તૂરબા ગાંધી પણ આજે અહીં દેખાતાં હતાં. જનતા કીડિયારાની જેમ ઉભરાતી હતી. આજે આ અદાલત સમક્ષ ચાલનારા મુકદ્દમાનું કામકાજ સાંભળવા આખા ગુજરાત–કાઠિયાવાડનાં માનવીઓ અધીરાં બન્યાં હતાં.

બરાબર બાર ને દસ મિનિટે ન્યાયાધીશે અદાલતમાં પ્રવેશ કર્યો ને ન્યાયાલયનું કામ શરૂ થયું. ન્યાયાધીશ સમક્ષ આરોપીઓ તરીકે રજૂ થયેલાં ત્રણ માનવીઓ પ્રત્યે સામાન્ય અદાલતી કાનૂનથી પર એવી સભ્યતા નજરે ચડતી હતી. પાંજરામાં ઊભા રહેનાર આરોપીઓને માટે આજે તો અહીં ખુરશીઓ મુકાઈ હતી.

એ ખુરશીઓમાં બેઠેલાં બે માનવીઓ એક પુરુષ અને એક સ્ત્રી–બન્ને જાણે અનેરાં દીસતાં હતાં! મોઢા ઉપર

હાસ્યની છોળો ઊડતી હતી. કપાળ ઉપર જીવનભરનાં કર્મસાફલ્યને પ્રતાપે જે તેજ ચમકે, એવાં તેજ ચમકતાં દીસતાં હતાં. એ સૌ સાથે હસતાં હસતાં વાતો કરતાં કરતાં પોતાની સામે શરૂ થનારા મુકદ્દમાની આનંદપૂર્વક રાહ જોતાં હતાં.

ન્યાયાધીશે ન્યાયની અદાલતનું કામ શરૂ કરતાં સામે બેઠેલાં આરોપીઓ સમક્ષ નજર કરી ને એનું વદન શરમથી નીચું નમ્યું.

'મહેરબાની કરીને આપનું નામ જણાવશો ?' ન્યાયના આસને બેઠેલ માનવી આજે જાણે પેલા જડ–કાળમીંઢ પાણાને બદલે કોઈક કોમળ–અતિ કોમળ એવા વત્સલ ભાવે બોલતો હોય એમ બોલ્યો અને પછી તો એક પછી એક ન્યાયની અદાલતની રીતરસમ મુજબના સવાલ–જવાબો ચાલ્યા.

ન્યાયાસને બેઠેલા એ માનવીએ શરૂમાં જ જાહેર કર્યું, કે 'આ તો સંક્ષિપ્ત મુકદ્દમો ચાલશે. આમાં સામાન્ય તપાસ કરી વધુમાં વધુ ત્રણ જ માસની સજા થશે.'

શરમાતા શરમાતા એક બે સાક્ષીઓ આવ્યા અને પછી તો આરોપીનો વારો આવ્યો.

આરોપીઓએ પોતાને માથે મુકાયેલ તહોમતનામા સામેનું પોતાનું લિખિત નિવેદન શરૂ કર્યું. એના અવાજમાં

રણકાર હતો. પોતે જે કર્યું હતું એના સાતત્ય, ન્યાય અને વ્યાજબીપણા માટેનો એમાં દિલના ઊંડાણમાંથી ઊઠતો પોકાર હતો. જ્યાં જ્યાં પરદેશી સરકાર સામેના પ્રહારો આવતા, ત્યાં ત્યાં એ આરોપીના મુખ ઉપર ગર્વની, સ્વાભિમાન અને સ્વમાનની તેજછાયા પથરાતી હતી.

'હું ગુનેગાર છું કે બિનગુનેગાર તેનો મારી પાસે જવાબ માગવાનો કે મારા ઉપર કેસ ચલાવવાનો આ અદાલતને કશો અધિકાર નથી. સરકારે મારો તાલુકો મારી પાસેથી છીનવી લીધો છે અને મારું નામ તાલુકદારોની યાદીમાંથી કમી કર્યું છે; પણ તે સંબંધી સરકારના બધા હુકમો અને કૃત્યો અન્યાયી અને જોહુકમીભર્યાં ગણું છું. મારાં નાનકડાં ગામોનો, મારી નાનકડી વસતિનો નાનકડો તોપણ હું હજી રાજા છું; તેમ મારા ઉપર કેસ ચલાવવાને ખાસ અદાલત નિમાવી જોઈએ; પણ આમ કંઈ પણ વિધિ કર્યા સિવાય મારો તાલુકો છીનવી લેવામાં, મને એક સાધારણ આરોપીની જેમ સાધારણ કોર્ટમાં ખડો કરવામાં સરકારે માત્ર પશુબળનો ઉપયોગ કર્યો છે; અને તેને વશ થઈને જ આ કોર્ટમાં હું હાજર છું. તમારી શિક્ષામાંથી બચવાને માટે નહિ, પરંતુ મારી પ્રજાની જાણ માટે આટલો ખુલાસો કરું છું, કે—

'ઉપર જણાવ્યા મુજબ હજી પણ હું તાલુકદાર કાયમ છું અને તેથી જ મારા તાલુકાનો તમામ વહીવટ

કરવાનો અને મારી મિલકત ભોગવવાનો મને પૂરો અધિકાર છે એમ હું સમજું છું.

'તાલુકાની હકૂમત અને મિલકત વગેરે જે તમામ ચીજ મારી પાસેથી અત્યાર સુધીમાં લેવાઈ છે, તે માત્ર જબરજસ્તીથી જ. તે તમામ કૃત્યોની હું કાગળના કટકા કરતાં વિશેષ કિંમત આંકતો નથી; અને હું આ પ્રસંગે જાહેર કરવા ઇચ્છું છું, કે મને યોગ્ય લાગશે તે સમયે મારા તાલુકાનો કબજો પાછો લેવાને મને જે શાંતિમય ઉપાયો જરૂરી જણાશે તે લેવાની મારી ઇચ્છા છે. આમ મૂળથી જ મારી ગણાયેલી તમામ ચીજો આજે પણ મારી છે, તો પછી જે ઘરમાં હું મારા કુટુંબકબીલા સાથે હમેશાં રહેતો આવ્યો છું તેની માલિકી અને મિલકત મારાં જ હોય એ દેખીતું છે. એની ઉપર તાળાં મારવાનો અને સરકારના કોઈ પણ માણસે ગેરકાયદેસર રીતે તેના ઉપર તાળાં માર્યાં હોય અથવા સીલ કર્યાં હોય, તો તે તોડવાનો મને સંપૂર્ણ અધિકાર છે અને તેમ કરવામાં હું કંઈ ગુનો નથી કરતો.

'જપ્તી પછી એ મકાન પરનાં તાળાં તોડી નાખી તેના ઉપર પોતાનાં તાળાં લગાડવામાં અને સીલ કરવામાં મેનેજરે જ ઘર–ભંગ અને ઘર–પ્રવેશનો ગુનો કર્યો છે; અને તે કાર્યમાં પોલિટિકલ એજન્ટ જેવાની સંમતિ હોય, તો તે ગુનામાં મદદગાર તરીકે ગુનેગાર છે. હું જ્યારે ત્યાં ગયો

છું ત્યારે મેનેજરનાં તાળાં ફરી ફરીને તોડીને ઘર ઉપરનો મારો સ્વયંસિદ્ધ હક્ક મેં ફરીને પુરવાર કર્યો છે. તેમાં મેં કોઈ જાતનો ગુનો કર્યો હોય તેમ હું માનતો નથી.

'મારા ઉપર જે આરોપ મૂકવામાં આવ્યો છે તેનો હું ઇનકાર કરું છું. પશુબળથી તમે મને અહીં આગળ ખડો કર્યો છે અને તે જ પશુબળને લીધે તમે મને જે કાંઈ શિક્ષા કરશો, તે ભોગવવા હું તૈયાર છું.'

આ ગુનાના એકરાર પછી બીજા આરોપી તરીકે સાથે બેઠેલ શ્રી આરોપીએ પણ એવો જ ગુનાનો એકરાર કર્યો. ત્રીજા આરોપી તરીકે એમના વફાદાર રસોઈઆએ પણ એ જ મુજબ એકરાર કરી સજા ભોગવવાની તત્પરતા દર્શાવી.

સાંજના ચાર ને એકાવન મિનિટે ન્યાયાસનેથી ચુકાદો અપાયો. એમને તકસીરવાર ઠરાવવામાં આવ્યા. તે તાલુકદાર નથી એવી જાહેરાત પોકારાઈ; અને સરકારે એમના અધિકાર છીનવી લીધા છે, એમણે તાળાં તોડી ગુનો કર્યો છે અને એ બદલ કોર્ટ ઊઠે ત્યાં લગીની સજા ફરમાવવામાં આવી. સાત મિનિટનો સમય પૂરો થતાં કોર્ટ ઊઠી અને એ સાત મિનિટ માટે બંદીવાન બનેલા આરોપી દંપતીનો છુટકારો થયો.

આ આરોપીઓ એ ઢસા–રાયસાંકળીના એક કાળના તાલુકદાર દરબાર ગોપાળદાસ અંબાઈદાસ દેસાઈ અને શ્રીમતી ભક્તિલક્ષ્મી દેવી. આજના ગુજરાતને ને કાઠિ-

ચાવાડને મોઢે રમતાં નામધારી દરબાર સાહેબ ને ભક્તિબા.

૧૯૨૨ ના જુલાઈ મહિનાની સત્તરમી તારીખે આ રાજવી જ્યારે પોતાના રાજકાજના જનહિતકારી વહીવટ બદલ સમગ્ર જનતાનાં ને એના આગેવાનોની મુક્ત કંઠે પ્રશંસા પામ્યા હતા, ત્યારે એમની રાજધાની ઢસામાં એક હુકમ એમના ઉપર બજાવાયો:—

'રાયસાંકળીના તાલુકદારનું જાણીબૂજીને સરકાર પ્રત્યે દુશ્મનાવટભર્યું વલણ રાખવા બદલ સરકાર ઠરાવે છે, કે રાયસાંકળી તાલુકો જપ્તી–વહીવટમાં મૂકવો; અને લાખાપાદર થાણદારને સૂચના કરવી, કે ઢસાનો વહીવટ શિરસ્તા પ્રમાણે જપ્તીમાં લઈ તેના મેનેજર નિમાય ત્યાં સુધી તે વહીવટ ચલાવવો.'

અને ૧૯૨૨ના જુલાઈની સત્તરમી તારીખે જ એ ઢસા–રાયસાંકળીના દરબારના વહીવટનો સરકારે કબજો લીધો; એના ઉપર જપ્તી બેસાડી સરકારે વહીવટ માટે મેનેજરની નિમણુક કરી.

૧૯૨૨ થી ૧૯૪૬—આજે ચોવીસ ચોવીસ વર્ષનાં વાણાં વાઈ ગયાં; ને ત્યારથી એ દરબાર સરકારના તાલુકદાર મટ્યા—જનતાના સેવક બન્યા—જનતાના વહીવટી દરબાર મટી ગયા ને દિલના દરબાર બન્યા!

એ રાજ્ય ઉપર જપ્તી બેઠી; કારણ કે આ દરબારે દેશદાઝ દાખવી હતી. આ દરબારે એના રાજકાજમાં જન-

તાના વહીવટને એના અવાજને માન આપી અપનાવ્યો હતો. એ દરબારે સરકારના અમલદારોને બદલે જનતાના અમલદારોને—એના આગેવાનો અને નેતાઓને ચરણે એની સેવા ધરી હતી. આ દરબારે રાજકાજમાં ભાગ લેવા માંડ્યો હતો. આ દરબારે ૧૯૨૦નાં રાષ્ટ્રવ્યાપી આંદોલનની અસરમાં આવી 'ગાંધી'ના ચેલા બનવાની હામ ભીડી હતી. કાઠિયાવાડના ને હિંદુસ્તાનના રાજવીઓની માફક મોજશોખ ને આરામ વિલાસમાં રત રહીને પોતાની પ્રજાને પીડી, એને અજાણ ને અબુધ રાખી બ્રિટિશ તાજને વફાદાર ઘેટાં જેવી રાખવાને બદલે એણે પોતે આત્મ-સંયમ, ત્યાગ, સેવા અને ઉચ્ચ ચારિત્ર્યના વ્યક્તિગત ગુણો ખીલવ્યા હતા. એણે જનતાને અબુધ અને અજાણ રાખવાને બદલે કેળવાયેલી બનાવવા પ્રયાસ કર્યો હતો. એણે જનતાથી અલિપ્ત રહેવાને બદલે જનતામય બનીને એનામાં પોતાનો ઉદ્ધાર જોયો હતો. એણે અમલદારી 'જી હજુરી'ને બદલે સમગ્ર રાષ્ટ્રની સેવાને મોટી ગણી હતી; અને એ જ એનો ગુનો હતો. એ માટે જ એ રાજ્યવહીવટ કરવાને નાલાયક ગણાયા.

આ નાલાયકીના શ્રી ગણેશ મંડાયા હતા ૧૯૧૬–૧૭ની સાલથી. એ કાળે હિંદુસ્તાનભરમાં તિલક અને ઍની-બિસાન્ટની આગેવાની હેઠળ હોમરુલનાં આંદોલનો વ્યાપક બન્યાં હતાં. એ કાળનું રાજકારણ એ આંદોલનોની

આસપાસ વીંટળાયું હતું. એ અરસામાં અમદાવાદમાં જનાબ જિન્નાના પ્રમુખપદે એક રાજકીય પરિષદ મળી; અને એ પરિષદમાં જવા માટે આ નાના તાલુકદારને મન થયું. પોલિટિકલ એજન્ટને એની જાણ થઈ. એણે સૂચના મોકલી, કે 'તમારે ન જવું;' પણ આ તાલુકદાર એમ ગાંઠે એવા નહોતા. એ તો ગયા. પાછળથી કહેણ આવ્યું, કે 'તમને ના કહી હતી; તો ય શા કાજે તમે એ પરિષદમાં ગયા?' સામો સરકારને ઉત્તર ગયો, કે 'તમે તો સૂચના કરી હતી, હુકમ નહોતો કર્યો. સૂચના માનવી ન માનવી એ મુનસફીની વાત છે.'

અને એ રાજવી ત્યારથી જ એ પોલિટિકલ એજન્ટને અને એના ખાતાને મન આંખમાં પડેલા કણા જેમ ખૂંચવા લાગ્યા. ખાતાને આમાં સાફ સાફ બળવો દેખાવા લાગ્યો. ૧૮૫૭માં બ્રિટિશ સરકારને આખી રાજાશાહીએ પડકાર આપ્યો હતો; પરંતુ એ તો બધી છાની-છાની ગોઠવણો થઈ ને સામટો સંગઠિત પડકાર થયો. આ તો ખુલ્લો એકરાર હતો; ખુલ્લો બળવો હતો. એ કાળે સાહેબનું વેણ એ માત્ર ખાતાનો જ હુકમ ન મનાતો; એ તો સર્વેસર્વા મનાતું—એવો એ કાળ હતો. એ કાળે આ માનવીએ એની ગાદી ઉપર બેઠાં બેઠાં એ ખાતા સામે માથું ઊંચકી ખુલ્લો પડકાર આપ્યો. આ એના પ્રથમ ગુનાની શરૂઆત. એ પછી તો એણે એ ખાતાને અવગણ્યે જ રાખ્યું; એની સામે

એક દિવસે ખુલ્લો બળવો પોકાર્યો. હિંદના બ્રિટિશ અમલના ઇતિહાસમાં આ ખુલ્લા બળવાનો આ એક અજોડ દાખલો છે.

૧૯૧૮નો ખેડા સત્યાગ્રહ થયો. એના અહેવાલો વાંચીને આ દરબાર એના રંગે રંગાતા જ ગયા; અને ૧૯૧૯માં જ્યારે કાળો કાયદો બહાર પડ્યો ને હિંદુસ્તાનને એની મહાયુદ્ધની સહાય બદલનો બદલો મળ્યો, ત્યારે મહાત્માજીની આંખ રાતી થઈ. એમણે સમગ્ર દેશને એ કાળા કાયદા સામે સંગઠિત પડકાર આપવા આદેશ આપ્યો; છઠ્ઠી એપ્રિલ–સારાયે દેશમાં રાષ્ટ્રવ્યાપી હડતાલ--દિન તરીકે જાહેર થઈ અને ઢસાના આ નાનકડા તાલુકદારે પોતાની પ્રજાને પણ એમાં સામેલ થવાનો આદેશ આપ્યો. પણ ત્યાં તો થોડા દિવસમાં જ કાગળિયાં આવ્યાં. પોલિટિકલ એજન્ટ ઓલ્ડફીલ્ડ સાહેબે દરબારને લખ્યું, કે 'વહીવટદાર હડતાલ ન અટકાવી શકયા માટે એમને નાલાયક ઠરાવી દૂર કરો.' દરબારે સામેથી ઉત્તર પાઠવ્યો, કે 'મુંબઈમાં પણ હડતાલ પડી અને ગવર્નર એને અટકાવી ન શકયા; માટે એમને પણ શા માટે નાલાયક ઠરાવી દૂર ન કરવા?' અને જરા ય દબાયા વિના પોતાનું મક્કમ વલણ બતાવ્યું. આ એમના બળવાનો એક બીજો પ્રસંગ.

અને હવે તો એ આ 'ગાંધી'ના રંગે રંગાયે જ ગયા. એમનું આકર્ષણ વધતું જ ગયું. એમના છાપાના 'નવજીવન'ના એ નિયમિત વાચક બન્યા. એ ગાંધીની સભાનાં

એ વર્ણનો વાંચતા; જનતા એમાં હજારોની ભેટ ધરતી, ઘરેણાં ગાંઠાં મૂકી દેતી–એ બધું એ વાંચતા. પોતે પણ એક બે વાર પ્રિય ઘરેણાં આપી આવ્યા; પણ એમ કાંઈ એમને સંતોષ નહોતો થતો.

એના દિલમાં તો ભારે મંથન જાગ્યાં હતાં. એમની દરબારી અને ત્યાગની ભાવના વચ્ચે સંગ્રામ મંડાયો હતો. દિલમાંથી પોકાર ઊઠતો હતો, કે આ થોડું થોડું નહિ પણ તારું સર્વસ્વ આ 'ગાંધી'ને–આ દેશને–ચરણે ધરી દે; પણ વળી થતું, કે એ તો આ સરકાર થવા ન દે! કાયદો આડે આવશે, એ રુકાવટો નાખશે, એ શક્ય નહિ અને–આવાં મનોમંથનો મનમાં ચાલતાં હતાં.

ત્યાં એક દિવસ મહાત્માજીનું વઢવાણમાં આગમન થયું. એમની સાથે મુલાકાત થઈ. આકર્ષણ વધ્યું અને બધાં મોહબંધનો છોડી સત્યાગ્રહ આશ્રમમાં ઓછામાં ઓછું એક માસ તો જવું જ એવો નિર્ણય કર્યો. 'તાલુકદાર' 'દરબારનાં' મહાન પદો અને એની જવાબદારીઓ હતી જ. એ બધી ભક્તિભાને માથે નાખીને એક મહિનો જવાનો વિચાર કર્યો.

અને આ પ્રવૃત્તિઓ અને એનું આકર્ષણ વધતું જ ચાલ્યું. આ રાજાની પ્રજાને થયું, કે દરબાર હવે તો જવાના. સગાં, વહાલાં, મિત્રો સૌ ગભરાયાં. કોઈને એમ પણ થયું, કે આ તો આંધળિયાં કરે છે; પાછળથી પસ્તાશે. સલાહકારો

સલાહ પણ આપી ગયા. વડીલોએ ઠપકા પણ આપ્યા; અને કેટલાકને તો એમ પણ લાગ્યું, કે આ આવી મોજમજાહ, સત્તા ને આ જ્ઞાતિની એકની એક ગાદી આમ કેમ જતી કરાય ! ઘણાયને એમાં મૂર્ખતા પણ લાગી; પરંતુ દરબાર સાહેબને મન એ રમત કે ઘડીના વિચાર નહોતાં. દિલમાં આતશ પ્રગટ્યો હતો. એમનો નિશ્ચય પ્રેરણાનો હતો, આંતરિક બળનો હતો; એની સામે કોઈ વાતો, સલાહ-શિખામણો કે લોભ-મોહ ટકી શકે એમ નહોતાં.

અને પછી તો ગુજરાતના આજના સરદારની મુલાકાત થઈ. સુરતમાં બારડોલી તાલુકો અને ખેડામાં આણંદ તાલુકો —બન્ને આ કાળે સત્યાગ્રહ ક્યાં થાય એ માટે હરીફાઈમાં ઊતર્યા હતા; અને આ કાળે જ દરબાર સાહેબે ખેડા જિલ્લાને હવે જીવનના ધર્મકાર્ય માટેનું ક્ષેત્ર બનાવવાનો નિશ્ચય કર્યો હતો સરદાર વલ્લભભાઈની મુલાકાત પછી આણંદ તાલુકાની 'સ્વરાજ સમિતિ'ના એ પ્રમુખ બન્યા; હવે તો સીધા સંગ્રામમાં આવી ગયા હતા.

સરકાર આ બધું બરાબર જોયા કરતી હતી; અને ત્યાં તો મુંબઈના ગર્વનર કાઠિયાવાડની મુલાકાતે આવવાના નિર્ણયો થયા. તમામ રાજા-મહારાજાઓની મુલાકાતો ગોઠવાઈ હતી. સૌને નિમંત્રણો મળ્યાં હતાં. દરબાર સાહેબ પણ એ નિમંત્રીઓમાં એક હતા. એમણે તો નિમંત્રણ

આવતાં પોલિટિકલ એજન્ટને લખ્યું, કે 'હું તો શુદ્ધ ખાદી પહેરું છું. એ પોશાકમાં હાજર રહેવાથી વિનયનો ભંગ થતો હોય, તો મને જણાવશો; અને તો મારો સંબંધ એજન્સી સાથે કાયમ રાખવા હાજર રહીશ; બાકી તો આજે મારા તાલુકાનો વહીવટ મારાં પત્ની કરે છે, તો તેઓ એ પ્રસંગે હાજર રહેશે.'

પોલિટિકલ એજન્ટને કાગળ મળ્યો ને એની આંખ રાતી થઈ. તે ધૂંઆંપૂંઆં થયા. તરત જ એ પત્રના જવાબમાં હુકમ છૂટ્યો, કે 'તમારે રાજકોટમાં તે પ્રસંગે હાજર તો રહેવું જ; પરંતુ પોલિટિકલ એજન્ટની રજા સિવાય રાજકોટ છોડવું પણ નહિ.' અને સાથે જ બીજો પત્ર પણ મળ્યો, કે લીંબડી આવીને મળી જાઓ.

લીંબડીમાં દરબારશ્રીની અને પોલિટિકલ એજન્ટની મુલાકાત થઈ. આ મુલાકામાં પણ એ જ સ્પષ્ટતા થઈ.

સાહેબે કહ્યું: 'અમે તમારાં પત્નીને વહીવટકર્તા તરીકે સ્વીકાર્યાં નથી.'

ઉત્તર મળ્યો: 'આપે ન સ્વીકાર્યાં હોય, પણ અમારી રૈયતે તેમને સ્વીકાર્યાં છે અને અત્યારે વહીવટી હુકમો પણ એ જ કાઢે છે.'

જવાબ મળ્યો: 'એ ગમે તે હો; હું રાજકોટ પુછાવીશ. ગવર્નર સાહેબને વાંધો નહિ હોય તો તમારી મુલાકાત

થશે; પણ મુલાકાત થાય કે નહિ, તમારે રાજકોટ તો જવું જ જોઈએ. વળી, આ બાબતમાં અત્યારે લખાણ ચાલે છે; એટલે તમારે તા. ર૩મી સુધી સાંકળી પણ છોડવું નહિ. તમે ગુજરાતમાં રહો એટલે કાગળો મોકલતાં ને જવાબ આપતાં ખૂબ વિલંબ થાય છે.'

સામો જવાબ તૈયાર જ હતો:

'આ સૂચના છે, કે હુકમ?'

'હુકમ.'

'દિલગીર છું, કે આપના હુકમનું પાલન કરી શકતો નથી; કારણ કે મને મારી 'જિલ્લા સમિતિ'ના પ્રમુખે માત્ર બે જ દિવસની રજા અહીં આવવા માટે આપી છે.'

આ કડકાઈ, મક્કમ વલણ ને નિર્ભયતા જોઈ સાહેબ સમજી ગયા, કે આમાં આપણી દાળ ગળવાની નથી.

'પણ રાજકોટ તો આવશો ને?'

'હું તો ગાંધીજીની ચળવળમાં ભળ્યો છું; એટલે એમને એ સંબંધમાં પુછાવીશ ને સલાહ મળશે તેમ કરીશ'

'પણ છેવટનો નિર્ણય ક્યારે જણાવશો?'

'હું મારા પ્રમુખને પૂછીને પછી જણાવીશ.'

અને આ સવાલ–જવાબે એ ગોરા અમલદારને ખાતરી કરાવી દીધી, કે આ માનવી હવે આપણો તાબેદાર તાલુકદાર નથી રહ્યો–એ તો આઝાદીનો દીવાનો, નિર્ભય ને નિર્મોહી માનવી બન્યો છે.

મહાત્માજીની અને 'જિલ્લા સમિતિ'ના પ્રમુખ અબ્બાસ સાહેબની સલાહ લેવાઈ. ખાદીના પોશાકમાં મુલાકાત લેવાનો ગર્વનર ઇન્કાર કરે ને માનભંગ થાય તો? આ સવાલ મહત્ત્વનો હતો. સામે પણ પ્રશ્ન હતો, કે મુલાકાતે નહિ જવાય તો–રાયસાંકળી ને ઢસાનાં રાજપાટ ખૂંચવાઈ જશે તો? એક બાજુ સ્વાભિમાન, સ્વમાન હતાં–બીજી બાજુ રાજગાદી હતી; અને એમાં સ્વાભિમાન–સ્વમાન જીત્યાં. દરબાર સાહેબે ગર્વનરની મુલાકાતે નહિ જવાનો નિર્ણય કર્યો અને નિર્ભય બનીને ગાદીને હોડમાં મૂકી દીધી.

અને થોડા જ દિવસોમાં હુકમો છૂટ્યા, કે એ તાલુકદારની રાજગાદી છીનવી લો. હુકમ છતાં એ તાજના પ્રતિનિધિને મળવા ન આવ્યો! એમને પોતાનું સ્વમાન વહાલું લાગ્યું; એટલે પેલા પોતડી પહેરનાર ગાંધીની સલાહ સ્વીકારી અને જેના સામ્રાજ્ય ઉપર સૂર્ય અમર તપે છે તેવા સમ્રાટના પ્રતિનિધિનો ઇનકાર કર્યો. ખેર છે એની કે હવે ગાદી ઉપર બેસે! અને બ્રિટિશ સત્તાના હાકેમોએ એની ગાદી છીનવી લીધી. દરબાર સાહેબે સ્વમાન, રાષ્ટ્રસેવા અને આઝાદીનો મંત્ર જપતાં જપતાં એના ફકીર ગાંધીજીને ચરણે સર્વસ્વ ધરી દીધું!

આ બનાવ પછી તો એમનું નિશ્ચયબળ વધ્યું. એ કહેતા હતા, કેઃ–

'મારા તાલુકા માટે બનવું જોઈતું હતું તે તો હજી હવે બનવાનું છે. હાલમાં તો ફક્ત સાંકળીનો અખત્યાર લઈ સરકારે સંતોષ માન્યો છે. ત્યાં શું થશે તેની દરકાર કરવાનું મેં રાખ્યું જ નથી. આ કાર્યમાં જોડાતાં પહેલાં એ બધાનો વિચાર કરવાનો હતો તે કરી લીધો છે. મરવા સરજાયેલો દેહ ક્યારે માટીમાં મળી જશે તે અનિશ્ચિત છે. એ માટીમાં મળી જાય તે પહેલાં કાંઈક સાર્થક કરી લેવું. × × × સત્યનો જય છે. તપનું ફળ મળશે જ. જેમ વધારે તપ, વધારે પવિત્રતા, તેમ ફળ નજીક આવતું જશે. ઉત્તરા–ચિત્રાનો તાપ સહન કરે, તો જ દાણામાં દૂધ આવે; સહન કરવા જેટલું બળ ન હોય તો અધવચ જ બળી જાય.'

અને દરબાર સાહેબે એ તપનો આરંભ કર્યો. એમણે ત્યારથી માંડીને તે આજ લગી એ તપને જારી રાખ્યું છે. ઉત્તરોત્તર એને શુદ્ધ ને કઠણ બનાવ્યું છે. એક કાળના તાલુકદાર–રાજવી હવે રાષ્ટ્રના તપસ્વી બન્યા, ભેખધારી બન્યા; અને પછી તો સતત ગુજરાતના, ખેડા જિલ્લાના સાચા દરબાર બન્યા–જનતાના દરબાર બન્યા!

મહાત્માજીની ગિરફતારી થતાં દરબારનાં મનોબળ ઢીલાં પડ્યાં. ઘણા નિરાશ થયા, પણ દરબાર સાહેબ બેવડા જોરે હવે કર્તવ્યક્ષેત્રમાં ઝઝૂમવા લાગ્યા. એ સદાના સેવક બન્યા.

અને પછી તો ૧૭મી જુલાઈવાળો આગળ આપ્યો તે જપ્તીનો હુકમ આવ્યો. જનતાને આદેશ મળી ગયો, કે

જનતાએ એની સામે કશો સત્યાગ્રહ ન કરવો; અને જે પરિસ્થિતિ સામે ઊભી થઈ છે, તેને સ્વીકારી તે મુજબ ચાલવું; પરંતુ દિવસો સુધી તો ઢસામાં પ્રવેશ કરવાની સરકાર નિયુક્ત મૅનેજરની હિંમત ન ચાલી. આખરે એ ત્યાં રહેવા ગયા. એમને હુકમ હતો, કે દરબાર સાહેબને દરબારગઢમાં પ્રવેશ ન કરવા દેવો.

દરબાર સાહેબે તો આવવાના હતા ત્યારે અગાઉથી જ મૅનેજરને જાણ કરી, કે 'આવવાનો છું ને દરબારગઢમાં જ ઊતરવાનો છું.' મૅનેજર તો તાળાં મારી ચાલતા થઈ ગયેલા. દરબાર સાહેબ કે ભક્તિબા માટે બીજો માર્ગ જ નહોતો; તાળાં તોડાવી અંદર પેઠાં.

તાળાં તોડાયા પછી દરબાર સાહેબ તો કામે પહોંચી ગયા. નડિયાદ એક પત્ર આવ્યો અને એમાં જણાવાયું, કે 'તાળાં તોડવામાં તમને મદદ કરનાર ત્રણ આગેવાનોને સરકારે પકડીને જેલમાં મોકલ્યા છે.' અને દરબાર સાહેબ તો તરત રજા મેળવી આવી પહોંચ્યા.

સાંકળી પહોંચીને જુએ, તો તાળાં ને એના ઉપર વળી સીલ હતાં. એ જોઈ સૌની આંખ રાતી થઈ. ભક્તિબા તો એ સહન કરવા તૈયાર જ નહોતાં. જોતજોતામાં મૅનેજર સાહેબ તો 'પોલીસ પટેલ, પટેલ,' બૂમો પાડતા રહ્યા ને ધડાધડ સીલ ને તાળાં બન્ને તૂટવા લાગ્યાં.

એ વાતનો સંદેશો થાણે પહોંચ્યો ને ફોજદાર સાથે

પોલીસપાર્ટી આવી પહોંચી. દરબાર સાહેબ, ભક્તિબા ને મદદનીશ વફાદાર રસોઇયો—સૌને ગીરફતાર કર્યાં ને વઢવાણના ડે. પો. એજન્ટ બેન્જામિન સાહેબને બંગલે સૌ પહોંચ્યાં.

અને આ ગુના બદલ સૌને ૧૯૨૨ના માર્ચની ચૌદમીએ અદાલતમાં હાજર કરવામાં આવ્યાં. પ્રજાના માનીતા બનેલા દરબાર સરકારના ગુનેગાર ઠર્યા.

× × ×

રાજ્યત્યાગ કરી તપ માંડનાર એ દરબાર સાહેબનું મૂળ વતન સાવલી. જન્મ સંવત ૧૯૪૪ના પોષ મહિનાની સુદિ પાંચમનો; પરંતુ મૂળથી જ ઉછેર મોસાળમાં થયેલો. વસો એમનું મોસાળ. વિદ્યાર્થીજીવનની શરૂઆત વસોમાં જ થઈ. શરૂઆતનો બધો અભ્યાસ ત્યાં જ થયો.

અભ્યાસ ઉપર મૂળે પ્રેમ ઓછો. બાળપણમાં દરેક બાળકને નિશાળ નરક જેવી લાગે છે. ત્યાં જવા માટે બાળકોને રડતાં, ટિંગાટોળી થતાં ને માર ખાતાં કોણે નહિ જોયાં હોય ? એ મારપીટ ને ટિંગાટોળી કરનાર તો કોઈ અહીં ન હતું; એટલે જ બાળપણના અભ્યાસકાળમાં સારા પ્રમાણમાં કેદખાના કરતાં દરબાર સાહેબ બહાર ફરવાનું જ પસંદ કરતા. કેટલાય પ્રસંગો એ કાળના એવા છે, જ્યારે ઘેરથી પોતે શાળામાં ગયા છે એમ સૌ માને અને પોતે તો ઊપડ્યા હોય બીજે. નિશાળેથી માસ્તર કોઈક છોકરાઓને શોધ માટે મોકલે ત્યારે જાણ થાય, કે સાહેબ

તો ક્યાંક ફરવા ઊપડ્યા છે! કેટલા ય પ્રસંગોમાં સંતાઈ જવાનાં સાધનો શોધી, ઓરડા બંધ કરી દઈ કે પટારામાં પુરાઈ જઈ નિશાળના કેદખાનાથી દૂર રહેવાના પ્રયાસો કરેલા; અને આ બધાંથી ટપી જાય તેવો એક કીમિયો તો એ શોધેલો, કે એક દિવસ ભૂલથી સાબુ ખવાઈ ગયો ને પછી તો થઈ ઊલટી! બસ, એ દિવસથી દરબાર સાહેબને એ કીમિયો હાથ લાગ્યો. ઊલટી થાય એટલે સૌની સહાનુ-ભૂતિ થાય. ઘેર જઈ નિરાંતે આરામથી પથારીમાં સૂઈ જવાની રજા મળે. આ પછી તો કોઈ કોઈ વાર આ નિશાળોની બલા ટાળવા માટે પણ એ સાબુ ખાવાનો પ્રયોગ થયેલો ખરો!

આમ ધીરો, ગમ્મતી, ટીખળી ને કંટાળાભરેલો—એમ વિધવિધ ગુણોને વ્યક્ત કરતો બાળપણનો અભ્યાસકાળ વસોમાં વીત્યો. એ પછી એ વડોદરા પહોંચ્યા. પાંચમા ધોરણથી મેટ્રિક સુધીનો અભ્યાસ વડોદરામાં થયો.

આ કાળ સુધીમાં આ વિદ્યાર્થી અવસ્થા ભોગવતો મામૂલી માનવી આવતી કાલે કોક ગાદીનો વારસ થશે એની જાણ લગભગ બધે થઈ ચૂકી હતી.

૧૮૩૮ની સાલમાં વડોદરાની ગાદી ઉપર મોટા સયાજીરાવ હતા. એમની તહેનાતમાં રામદાસ નામના વસોના વતની, એમના બાપદાદાની જેમ જ નોકરી કરતા હતા. એમના ત્રણ પુત્રોમાંના એક દેસાઈભાઈ; એમના

આ બધા વંશજો. દેસાઈભાઈના પુત્ર તે જીવાભાઈ. એ જીવાભાઇએ સયાજીરાવના વખતમાં આરબોના બંડને સમાવેલું; અને એના બદલામાં સાવલી તાલુકાનું જાવલા ગામ સદા માટે એમને લખી અપાયેલું. એમને સરકારે માસિક રૂા. ૩૮૮નું ખર્ચ આપેલું; અને ૩૦ નોકરો પણ આપ્યા હતા; આ સાથે જ એમને અને એમના વારસોને વંશમાં બીજાને દત્તક લેવાનો પણ અધિકાર સાંપડ્યો હતો.

જીવાભાઇને પુત્ર નહોતો. કહેવાય છે, કે એક સંન્યાસી-એ અંબા માતાની પૂજા કરવા કહેલું. એ પછી અમુક કાળે એમને ત્યાં પુત્ર અવતરેલો અને એમનું નામ તે અંબાઈદાસ. અંબા માતાની આસ્થા અને ભક્તિના ફળ-રૂપે તે આવેલા માટે એ નામ અપાયેલું. જીવાભાઈના અવસાન પછી એમને મળેલાં ગામમાં એ ગાદી ઉપર આવ્યા. છ વેળાનાં લગ્ન છતાં એમને માત્ર એક જ પુત્રી-સંતાન હતું; અને એ પુત્રીના સૌથી નાના પુત્ર તે દરબાર ગોપાળદાસ. સ્વ૦ અંબાઈદાસને:એમના ઉપર ખૂબ વહાલ હતું. ગોપાળદાસ મોટા થતાં જ એમણે વહાલ પ્રગટ કરવા માંડ્યું હતું. 'મારા વારસ તરીકે હું એમને દત્તક લઈશ' એમ સૌને જાહેર રીતે તેમણે કહેવા માંડેલું.

ઢસા–રાયસાંકળીની હકૂમતોના મૂળ માલિક તે દેસાઈ-ભાઈ. એ ગાયકવાડ સરકારના કાઠિયાવાડ પ્રદેશના અધિકારી હતા. અને એ કાળે જ એમણે કાઠી દરબારોના ગામો

ખરીદેલાં. એમાંનું એક તે અમરેલી પાસેનું ઢસા અને છતરાડિયા; અને બીજો વઢવાણ પાસેનો રાયસાંકળી તાલુકો. એ પ્રદેશો ઉપરની દીવાની અને ફોજદારી હકૂમત પણ આ દેસાઈકુટુંબ જ ભોગવતું. આ ત્રણે ગામોની મળીને વાર્ષિક ૩૧૦૦૦) હજાર રૂપિયાની ઊપજ હતી.

દેસાઇભાઈ પછી જીવાભાઈ, જીવાભાઈ પછી અંબાઈદાસ અને અંબાઈદાસ પછી એમની દીકરીના પુત્ર અને પોતાના દત્તક પુત્ર તે ગોપાળદાસ એ ગામોના અનુક્રમે માલિક બન્યા.

વડોદરાના અભ્યાસકાળ દરમિયાન એક તરફ પોતે ગાદીના વારસ થનાર છે એવી વાતો આવી; એ માટે સૌ એમના તરફ વધુ ને વધુ દરકાર રાખવા લાગ્યાં, ત્યારે એ અરસામાં જ—જીવનના એ ખરા ઘડતર કાળે જ—એમને એક ગુરુ પણ લાધી ગયા.

એ ન લાધ્યા હોત તો જેની પાસે ધન, સંપત્તિ ને નિર્બંધ ઉછેરનો અવકાશ હતો, એ જીવન ક્યાં અથડાયું હોત તે કહેવું મુશ્કેલ છે. એ ગુરુ તે ગુજરાતના ને ચરોતરના અનેક યુવાનોના જીવનશિલ્પી સ્વ૦ મોતીભાઈ અમીન.

સ્વ૦ મોતીભાઈએ ઘણાં ઘણાં કુમળાં ને ઊછરતાં જીવનને એમની કુશળ છીણીથી ઘડ્યાં છે. ચરોતરના અનેક સેવાભાવી માનવીઓના ઘડતરમાં એમનો ફાળો સૌથી મોટો છે. દરબાર સાહેબના એ પ્રથમ ગુરુ બન્યા. એમણે એમના જીવનના સાચા ઘડતરનો પાયો નાખ્યો.

અભ્યાસકાળનાં વાચન, વિચાર અને ઘડતર—એ ત્રણે માટેનાં ચોક્કસ સૂચનો એમની મારફતે એમને મળવા લાગ્યાં. એ જ મોતીભાઈના ગુરુપદેથી એ કાળે જ અનેક વિદ્યાર્થીઓને સભાઓમાં ભાષણો કરવાની, વક્તૃત્વ કળા ખીલવવાની, પ્રત્યેક પ્રશ્નને વૈજ્ઞાનિકની ઝીણવટથી છણી એનો તાગ લાવવાની આવડત ને દૃષ્ટિ મળ્યાં.

ગોપાળદાસભાઈને પણ આ ગુરુનો સંગ લાગ્યો. અભ્યાસ પછી જ્યારે ગોપાળદાસભાઈ વસો આવીને રહેવા લાગ્યા, ત્યારે પણ મોતીભાઈ એ જ વાત્સલ્ય ને હેતથી સંભાળ લે; એ જ જીવનના ઉચ્ચતમ પાઠો ભણાવે. સને ૧૯૦૬ માં મોતીભાઈએ પેટલાદમાં છાત્રાલય સ્થાપ્યું, ત્યારે દાદાની મંજૂરી મેળવી દરબાર સાહેબ થોડો વખત ત્યાં રહી આવ્યા પણ ખરા.

આ ગુરુ દ્વારા જ તેમને સેવાના પાઠ મળ્યા. આ ગુરુના જીવને જ ત્યાગની ભાવનાનાં મૂળ નાખ્યાં. આ ગુરુએ જ ઉચ્ચતમ જીવનનું દર્શન કરાવ્યું. આ ગુરુએ જ જીવનના સંગીન ભાથા રૂપે ચારિત્ર્યને પ્રધાનપદ આપી અનેક જીવન ઘડ્યાં; અને પરિણામે, સામાન્ય કોટિના ગોપાળદાસ આજે ગુજરાતના દરબાર સાહેબ બન્યા. તેઓ જનતાના દરબાર બન્યા એનો યશ ઘણે અંશે આ મૂંગા ગુરુને ફાળે જાય છે. આ ગુરુની છાપ દરબાર સાહેબના જીવનની રગેરગમાં પડી છે. સંવત ૧૯૬૭ માં પોતાને મળેલ વારસાનાં ગામડાંના એ

માલિક બન્યા. રાયસાંકળીમાં રીતસરનો રાજ્યાભિષેક થયો.

એમના ગાદીનશીન થવાના સમાચાર વસો ગામને મળતાં વસોએ ખૂબ આનંદથી એ સમાચારને વધાવ્યા; અને ગામની તમામ પ્રજાએ એ દિવસને ખૂબ ધામધૂમથી ઊજવ્યો.

દરબાર સાહેબ ગાદીનશીન થયા પછી બીજે જ વર્ષે એમનાં પ્રથમ પત્ની એક પુત્ર મૂકીને ક્ષયરોગને કારણે અવસાન પામ્યાં. દરબાર સાહેબનો એમના પ્રત્યેનો અપ્રતિમ પ્રેમ હતો. છ સાત માસની એમની માંદગીમાં એમણે જે ચાકરી કરી, એવી બહુ ઓછા પતિઓએ કરી હશે.

અને મૃત્યુશૈયા ઉપરથી એ પત્નીએ દરબાર સાહેબ પાસે એક માગણી કરી, કે 'તમે આ સાત ગામમાં–પાટીદાર જ્ઞાતિમાં ઉચ્ચ ગણાતા સાત ગામમાં (વસો, સોજિત્રા, નડિયાદ, કરમસદ, ધર્મજ, ભાદરણ, અર્ધું સાવલી) લગ્ન નહિ કરો.' દરબાર સાહેબે પત્નીની અંતિમ માગણીને પૂરી કરવા વચન આપ્યું, કે 'હું એ ગામોમાં ફરી નહિ જ પરણું;' અને દરબાર સાહેબ એ ગામોમાં ફરી ન જ પરણ્યા.

દરબાર સાહેબનાં બીજી વારનાં લગ્ન સૌ. ભક્તિબા સાથે થયાં. ભક્તિબાનું મૂળ વતન વીરસદ. એમના પિતાજી ઝવેરભાઈ અમીન લીંબડીના રાજાના દીવાન હતા. ભક્તિબા અને દરબાર સાહેબનાં લગ્ન લીંબડીના ઠાકોર દોલતસિંહજીની મારફતે જ નક્કી થયેલાં. સંવત ૧૯૬૯ના

મહા મહિનામાં દરબાર સાહેબ અને ભક્તિબાનાં લગ્ન થયાં. લીંબડીના ઠાકોરે જાતે કન્યાદાન આપ્યું. ભક્તિબાને વાર્ષિક ૨૦૦) રૂપિયા વર્ષાસન બાંધી આપ્યું.

આ લગ્ન અંગેની પ્રથમ વાતચીત થઈ, એની જાણ થતાં જ દરબાર સાહેબના કુટુંબ અને સમાજમાં ભારે ખળભળાટ મચેલો. દરબાર સાહેબે તમામ રૂઢિઓથી પર બની આ લગ્ન કર્યાં. સામાજિક જીવનની એ કાળમાં આ ક્રાંતિ જ હતી.

દરબાર સાહેબ રાજગાદી ઉપર બેસી ગયા હતા. વઢવાણની અવરજવર ખૂબ વધી ગઈ હતી. વધુ સમય ત્યાં જ વીતતો હતો.

એક દિવસ જીવન-ગુરુ મોતીભાઈ સવાલ પૂછે છે: 'મેં સાંભળ્યું છે, તમે દારૂ પીવા માંડ્યો છે? ખરી વાત છે?'

દરબાર સાહેબ જરા મૂંઝાયા. ઉત્તર ન સૂઝ્યો.

બીજો સવાલ તરત આવ્યો: 'કેમ મૂંઝાયા કેમ? શું છે?'

'તમે સવાલ એવો પૂછ્યો છે, કે જવાબ સૂઝતો નથી.' દરબાર સાહેબ બોલ્યા.

એમને માથે ધર્મસંકટ આવી પડ્યું હતું. ઉત્તર સૂઝતો હતો, પણ મન એ કહેવા ના કહેતું હતું. ગુરુ

મોતીભાઈ પાસે જૂઠું બોલવા જીભ ઊપડતી નહોતી. કદી એમની પાસે જૂઠું બોલ્યા નહોતા. એ ધર્મઆમન્યા હતી--ગુરુઆમન્યા હતી; એ તોડવા મન ના કહેતું હતું. મંથન બરાબર જામ્યું.

'બોલો, જે હોય તે કહો. મને તમારામાં વિશ્વાસ છે. તમે જે કહેશો તે હું સાચું માનીશ.'

'હું દારૂ મોજ–શોખ ખાતર નથી લેતો.' દરબાર સાહેબે ઉત્તર આપ્યો.

'ત્યારે દવા તરીકે લેતા હશો!' ગુરુનો જવાબ હતો. દરબાર સાહેબે હસીને એ જવાબ ઉડાડ્યો. અહીંથી એ વાત તે દિવસે પતી. પરંતુ થોડા દિવસમાં જ એની જાણ ભક્તિબાને થઈ. એમને ખૂબ આઘાત થયો. એ બદી છોડાવવા ઉપાયો યોજવા માંડ્યા.

દરબાર સાહેબ એક દિવસ જરા બિમાર પડ્યા. ભક્તિબા કહે: 'જરા દારૂ મંગાવીએ; એટલે ઠીક થઈ જશે.'

'કેવો દારૂ? આપણાથી તે દારૂ લેવાય?' દરબાર સાહેબનો ઉત્તર હતો.

અને પછી ભક્તિબાનો રોષ હાથ ન રહ્યો. એમણે બધું કહ્યું. પોતે તમામ હકીકતથી વાકેફ છે એમ જણાવ્યું; અને પછી કહ્યું, કે 'હું જ આજે તો દારૂ પાઉં; પણ એક શરતે, કે જ્યારે દારૂ પીવો ત્યારે મારે હાથે જ પીવો.' અને

એમાં જે કાંઈ અપવાદ રાખ્યા હતા, તે પણ ધીરે ધીરે સીફ્તપૂર્વક ભક્તિબાએ ધીરજ ને ચતુરાઈ વાપરી છોડાવ્યા.

\+ + +

તાલુકદાર હતા ત્યારથી જ દરબાર સાહેબ એમના તમામ વ્યવહારમાં નીડર હતા. એ જમાનામાં આવા નાના તાલુકદાર એટલે સરકાર માબાપ, એના અમલદારો ને એમના હજૂરિયા કહે તેમ વર્તનારા બનતા. એમને નાના નાના હોદ્દેસો–બસોના પગારદાર થાણદારોના પણ તાબેદાર રહેવું પડતું. થાણદાર મુખીને લખે, કે અમુક દરબારને અમુક તારીખે હાજર કરજો; એટલે દરબારને હાજર થવું જ પડતું.

એક દિવસ આ રીતે એક બાજુના તાલુકદારને થાણદારનું તેડું આવ્યું. એ રસ્તામાં દરબાર સાહેબને મળવા આવ્યા. દરબાર સાહેબે હાજર ન થવા ને પોતાનો મોભો જાળવવા કહ્યું; પણ એમની હિંમત ન ચાલી. એ તો થાણે હાજર થવા ગયા.

પણ ફરી દરબાર સાહેબના ભાઈને જ એક વખત કહેણ આવ્યું. દરબાર સાહેબે તેમને ન જવા કહ્યું. એ ન ગયા. થાણદારે પછી ખૂબ ઝાટકણી કાઢી. એમણે કહ્યું: 'દરબાર સાહેબની સલાહ હતી કે ન જવું.' થાણદારે દરબાર સાહેબનું નામ પણ ન લીધું !

× × ×

કાઠિયાવાડનાં રજવાડાંમાં તે જમાનામાં પણ રિવાજ

હતો ને આજે પણ એ ચાલે છે, કે પોલિટિકલ એજન્ટ કે કોઈ આવવાના હોય તો એમને નજરાણાં ધરવાં, સલામી આપવી. દરબાર સાહેબ આવું નજરાણું ધરવા સાફ સાફ ના પાડતા ને પોતે ન ધરતા.

એક વખત એમના તાલુકાની મુલાકાતે કોવી સાહેબ નામના એક અમલદાર પધારવાના હતા. સામાન્ય રીતે મહેમાનનું સ્વાગત કરવા જવાનો રિવાજ હોય છે. સાહેબ જો વખતસર ન આવે, તો કલાકો સુધી દરબારને અને ગામને તપશ્ચર્યા કરવી પડતી હતી કોવી સાહેબ પોતાને ગામ આવે છે એટલે પ્રજાને લઈ દરબાર તો સાહેબને લેવા ગામની ભાગોળે ગયા; પણ સાહેબ આવવાનો સમય થઈ જવા છતાં આવ્યા નહિ. દરબાર સાહેબ તો પાછા દરબાર-ગઢમાં આવી ગયા. સાહેબ મોડા મોડા આવ્યા; કોઈ ને સામે આવેલા ન જોઈ ખિજાયા. દરબારને ખુલાસો કરવા ને મળી જવા જણાવ્યું. દરબાર સાહેબે સાંજે ચોક્કસ વખત આપવા જણાવ્યું. સાહેબ ખૂબ ચિડાયા. ખુલાસો માગ્યો. દરબાર સાહેબે સામેથી ખુલાસો માગ્યો, કે 'સમયસર મને સામો બોલાવી તમે ન આવ્યા તેથી મારી પ્રજામાં મારું માનભંગ થયું તેનો ખુલાસો આપ સાહેબે આપવો જોઈએ.' સાહેબ શાંત પડ્યા ને સીધી રીતે નરમ પડી વિનયપૂર્વક દરબાર સાહેબને મળવા બોલાવ્યા.

\+ \+ \+

રાયસાંકળીના ધરામાં માછલાં ખૂબ મોટા પ્રમાણમાં ને સુંદર થતાં. દરબાર સાહેબના રાજમાં કોઈને પણ માછલાં પકડવાની મનાઈ કરવામાં આવેલી; પરંતુ અંગ્રેજોને માછલાં ખૂબ પ્રિય હોય છે. એક વાર એક પોલિટિકલ એજન્ટ સાહેબ (વઢવાણના) શિકારે નીકળેલા ને બે માણસોને રાયસાંકળીના ધરામાંથી માછલાં પકડવા મોકલ્યા. દરબાર સાહેબને આ બાબતની જાણ થઈ ને સિપાહીને પકડવા મોકલ્યા. બન્નેને દરબાર સાહેબ સમક્ષ હાજર કરવામાં આવ્યા. એકે માફી માગી, પણ બીજાએ તો 'સાહેબનો માણસ છે' કહી સામાં ધુરકિયાં કરવા માંડ્યાં. તરત એને બેડી પહેરાવી જેલમાં નાખ્યો; અને 'એ માફી ન માગે ત્યાં સુધી છોડશો નહિ' એવો હુકમ આપી દરબાર સાહેબ ચાલ્યા ગયા. માછલાં પકડવાની જાળ પણ બાળી મૂકવાનો હુકમ આપ્યો. પેલો ગભરાયો. માફી માગી ત્યારે છોડ્યો. જાળ તો ન જ આપી. સાહેબને ખબર પડી એટલે કારભારીને બોલાવ્યા ને પોતે ભૂલ બદલ દિલગીરી જાહેર કરી પેલા ગરીબની જાળ પાછી આપવા કહ્યું. કારભારીએ જાળ પાછી આપી; પણ દરબાર સાહેબને ખબર પડી એટલે જાળ પાછી આપવા બદલ કારભારીનો પણ એક રૂપિયો દંડ કર્યો. કોઈ પણ આ હુકમનો ભંગ ન કરી શકતું !

× × ×

પોતાના ઉપરી અમલદારની ખુશામત એ હિંદના સરકારી તંત્રનું ખૂબ મહત્ત્વનું અંગ બન્યું છે. કોઈ પણ નવો ઉપરી આવે કે જૂનો બદલી પામે યા ઉપર ચડે, તો એની ખુશામત કરનારા હાથ નીચે હોય છે. જ કાઠિયાવાડના અમલદારોમાં તો આ રોગ ખૂબ જ વ્યાપક છે. એક વાર આવા એક કર્નલ કાર્ટર નામના એક અમલદારનું સ્મારક–ફંડ કરવાનો નીચેના અમલદારોએ નિર્ણય કર્યો. સૌની પાસે ફાળાની રકમો ઉઘરાવા લાગી. દરબાર સાહેબ પાસે પણ વાત આવી. એમણે એ ઉઘરાવવાની આપખૂદ પદ્ધતિ સામે પોતાનો વિરોધ જાહેર કર્યો; ને 'એક પૈસો પણ નહિ આપું' એમ ઉઘરાવવા આવેલ એક દેશી અમલદારને સાફ શબ્દોમાં સંભળાવ્યું. એ અમલદારનો મિજાજ કાબૂમાં શે રહે? એક તો પોતે મોટી પદવી ધરાવે, ને એમાં ઉપરી સાહેબ માટે ફંડ! એમાંય નાનો દરબાર ના પાડે? સાહેબે તો દાટી દીધી: 'દરબાર! પૈસા નહિ ભરો તો જપ્તી બેસાડીને વસૂલ કરવાનો મારી પાસે હુકમ છે!' દરબાર સાહેબ કહે: 'તો સાહેબ, એ સીધો રસ્તો અજમાવી લો ને વસૂલ કરી લો!' આજની ઘડી ને કાલનો દહાડો; એ સાહેબ ફરી આવો કોઈ ખુશામતનો સ્મારક–ફાળો લેવા ગયા જ નહિ!

× × ×

કાઠિયાવાડના કેટલાક ગાળામાં એભલવાળાની ફેં ફાટતી

હતી. લોકો એના નામથી ડરતા હતા; પણ આ એભલ-વાળો રાયસાંકળીની પ્રજાને કદી હેરાન ન કરતો. એ એના માણસોને કહેતો, કે 'એ ગામનો રાજા સારો છે, લોકોનાં દુખે દુખી થાય છે; એ ગાંધીનો માણસ છે. એને ન રંજાડાય.' અને એટલે એ, કે એના માણસો કદી રાયસાંકળીની પ્રજાને કે એની મિલકતને લૂંટતા નહિ. સરકારને વહેમ ગયો, કે દરબાર સાહેબ એને આશરો આપે છે. પોલીસે દખલ કરવી શરૂ કરી. દરબાર સાહેબે કહ્યું: 'એ નહિ બને. મારા રાજમાં હું બેઠો છું ત્યાં લગી મારે બહારની દખલ ન ખપે.' અને પોલિટિકલ ખાતાએ નમતું આપવું પડ્યું.

દરબાર સાહેબે નાનપણથી, વિદ્યાર્થીઅવસ્થામાં, ગાદીનશીન હતા ત્યારે અને ફકીરી લીધી ત્યારે-જીવનમાં અનેક પ્રસંગોએ નિર્ભેળ નિર્ભયતાનાં દર્શન કર્યાં છે ને કરાવ્યાં છે; ડરને ખંખેરી અનેક પ્રસંગોએ એમણે એમના ક્ષાત્ર ધર્મનું દર્શન કરાવ્યું છે.

× × ×

આઝાદીને ખાતર જેમણે સર્વસ્વનો ત્યાગ કર્યો હોય છે એવા માનવીને માટે કૌટુંબિક જીવનની કોમળ લાગણીઓ ધીરે ધીરે અસ્પષ્ટ બનતી જાય છે. કૌટુંબિક સુખ, દિલાસો, મોજમજા-એ બધું રાષ્ટ્રવ્યાપી કૌટુંબિક ભાવના પાસે લગભગ નામશેષ થઈ જાય છે.

ઘરે પાંચ પુત્રો ને બે પુત્રવધૂઓ છે, પૌત્રો છે; છતાં આ બધાં કૌટુંબિક માયા–મોહ દરબાર સાહેબના જીવનમાં ખૂબ ઓછું સ્થાન પામ્યાં છે.

જ્યારથી રાષ્ટ્રસેવાના કાર્યમાં પડ્યા ત્યારથી જ એમણે સત્યાગ્રહ છાવણીને પોતાનું રહેઠાણ માન્યું. શરૂઆત આણંદના 'સ્વરાજ્ય આશ્રમ'થી થઈ. 'બોરસદ–સત્યાગ્રહ' વેળાથી બોરસદ એમના કાર્યક્ષેત્રનો મુખ્ય પ્રદેશ બન્યો; અને આજે બોરસદના બંધ પડેલા સ્ટેશનથી થોડે અંતરે સામી લાઈન ઉપર આવેલી એક 'બોરસદ–સત્યાગ્રહ–છાવણી'ના નામે ઓળખાતી ભવ્ય ઇમારતની ઈંટે ઈંટે દરબાર સાહેબ અને એમની સાથે કાર્ય કરનારા બોરસદ તાલુકાના ભેખધારી કાર્યકરોના જીવનની તવારીખો આલેખાયેલી છે. એ જમાનો–૧૯૨૪થી ૧૯૩૪નો જમાનો–ખેડા જિલ્લાના અને એમાં યે બોરસદ તાલુકાના ઇતિહાસનો જ્વલંત કાળ છે. હિંદુસ્તાનની જનતાએ રાષ્ટ્રવાદનાં પ્રચંડ મોજાંને અપનાવી આઝાદીની અમરગાથાનો જે ઇતિહાસ રચ્યો, તેમાં બોરસદનો હૈડિયાવેરા–સત્યાગ્રહ, રાસ, રૂપિયાપૂરા, દાવોલનાં ગામડાંની ૧૯૩૦ની ના–કરની લડતો અને હિજરતો, ૧૯૩૦–ની બોરસદની લડાઈમાં બોરસદની વીરાંગનાઓ ઉપર થયેલ બેસિતમ લાઠીમાર અને એનો સામનો–આ બધું ભવ્ય, સત્યાગ્રહી હિંદની ગૌરવગાથાને સોનેરી અક્ષરોથી અંકિત કરનારું છે. એ બધાની પાછળ દરબાર સાહેબ અને

એમના સાથીદારોનો અવિરત પરિશ્રમ, ત્યાગ તથા ભેખની ભાવના અને સદા યે કાર્યક્ષેત્રને કુટુંબ માનવાની તમન્નાને જ આભારી છે.

અને આવી તીવ્ર ભાવના સામે કૌટુંબિક સુખ-સેજની લાગણીઓ ક્યાં રહે? દરબાર સાહેબનું કુટુંબ એ રીતે શરૂઆતથી જ વિખેરાયેલું બન્યું છે. બાળકો મોટાં થયાં તેમ તેમ સૌ કેળવણી અર્થે બહાર જતાં ગયાં. મોટા ભાગનાં બાળકોની કેળવણી ભાવનગરના 'દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભવન'માં થઈ; પરંતુ દરબાર સાહેબ એ બધામાં બહુ ઓછી કાળજી રાખી શક્યા છે. જાહેર જીવનની અનેકવિધ પ્રવૃત્તિઓના બોજાએ કેટલી યે વાર વર્ષો સુધી બાળકોની સંભાળ સરખી ન લઈ શકાઈ હોય એવાં વર્ષો પસાર કરાવ્યાં છે.

કૌટુંબિક જીવનનો દરબાર સાહેબનો સૌથી જબરો દિલાસો તે ભક્તિબા છે. દરબાર સાહેબ સાથે જ એમણે પણ ભેખ લીધો અને રાજપાટ છોડ્યાં ત્યારથી જ્યાં દરબાર સાહેબ ત્યાં ભક્તિબા; એટલે જ દરબાર સાહેબ કૌટુંબિક જીવનને ભેખ લેવા છતાં પણ સાથે રાખી શક્યા છે. કુટુંબની સંભાળ, એને ખાતર કમાવું, એની પાછળ શક્તિ ને સમયનો મોટો ભાગ ખર્ચવો—એ વ્યવસાય-થી પર બનવા છતાં કૌટુંબિક જીવનની કોમળતાને એની મર્મ અને હળવી બાજુને જાળવીને એનો આનંદ

લેવા દરબાર સાહેબ ભાગ્યશાળી બન્યા છે; કારણ ભક્તિબા હમેશાં નિરંતર એમની સાથે રહ્યાં છે. એમણે રાષ્ટ્રને કુટુંબ માન્યા છતાં દરબાર સાહેબને વૈયક્તિક કૌટુંબિક જીવનનાં અમીપાન પાયા કર્યાં છે.

સ્વભાવે દરબાર સાહેબ ખૂબ ટીખળી–મજાકી છે. જેમની સાથે એક વાર દિલ મળ્યું, એની સાથે ખૂબ ટોળ કરે છે—પછી એ વ્યક્તિ ઉંમરમાં પોતાથી ભલેને ગમે તેટલી નાની પણ કાં ન હોય!

પોતાનાં બાળકોથી માંડીને તે પોતાનાં સગાંવહાલાં, ઓળખીતાં, મિત્રો ને સહકાર્યકરો સૌ સાથે એ નિરાંતે બેઠા હોય ત્યારે હાથમાં સિગારેટ હોય, ધૂણી નીકળતી હોય; બીજી બાજુ દરબાર સાહેબનો આનંદી સ્વભાવ એક પછી એક વાતો કાઢી મજાક ઉડાવતો હોય.

જેટલા ટીખળી તેટલા જ નિખાલસ ને સૌજન્ય-મૂર્તિ સમા. ગમે તે વ્યક્તિ આવે–લાગે, કે 'આ કામ કરવા જેવું છે, તો દરબાર સાહેબ ના કહે જ નહિ;' અને લાગે, કે 'એ યોગ્ય નથી', તો પછી 'ના' ની 'હા' પણ ન થાય. દરબાર સાહેબે એક વાત માની પછી એમાં ભાગ્યે જ ફેર પડે છે. એ ઘણે અંશે એમની ભક્તિને વ્યક્ત કરે છે. પોતે જેનામાં વિશ્વાસ મૂક્યો, તેના એ ભક્ત બનીને ચાલે છે. ગાંધીજી પ્રત્યે એમને આવી જ અથાગ

ભક્તિ છે. એમના રાજ્યત્યાગની જ સાથે ગાંધીજી અને કૉંગ્રેસ પ્રત્યેની આ ભક્તિ એમના જીવનના એકેએક કાર્યમાં વણાઈ છે. એ બીજા કશાનું દર્શન કરતા જ નથી. એ એ ચીલે જ જીવનનાં તમામ કાર્યોને ગોઠવતા જાય છે.

દરબાર સાહેબ ત્યાગી છે, ભક્ત છે, કર્મમય જીવન જીવનારા છે; અને એ જ એમના જીવનની ખૂબી છે.

સંસારી માનવી તરીકે રહ્યા ને જીવ્યા છતાં એ સેવક રહ્યા છે. એમાં જ એમણે આનંદ મેળવ્યો છે.

જાહેર જીવનના એ કુશળ લડવૈયા છે. જેલ જવાનું હોય તો દરબાર સાહેબ ને કુટુંબ મોખરે હોય જ છે; પરંતુ ચૂંટણીનો જંગ હોય, સંસ્થા માટે—મહાસભા માટે ફંડ ફાળા કરવાના હોય કે ચોક્કસ નિર્ણયાત્મક ઠરાવો કરવાના હોય—આ બધામાં દરબાર સાહેબ કુશળ છે. એમના જીવનને આ બધાં ક્ષેત્રોએ આવરી લીધું છે. આજે તો જાહેર જીવન એ જ એમનું જીવન છે. પ્રજાની સેવા એ જ એમની ખરી ગાદી છે!

# ૩ : કર્મયોગી મહારાજ

ઊંચી છ ફૂટની એકવડી કાયા, ટૂંકું ધોતિયું, કાઠિયાવાડી ઢબનું કાંસોવાળું કેડિયું, માથે મોટી ટોપી ને ઉઘાડા પગે આજે ગુજરાતને એક છેડે તો કાલે બીજે છેડે, એક દિવસ બોચાસણના 'વલ્લભ વિદ્યાલય'માં તો બીજે દિવસે મહીકાંઠાના ભાઠામાં વસતા અબુધ બારૈયા વચ્ચે, ત્રીજે દિવસે ઉત્તર ગુજરાતના સુનસરના બારૈયા પાસે ને ચોથે દહાડે અમદાવાદની કોમર્સ કોલેજના જવાન વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ ને અધ્યાપકો વચ્ચે; પાંચમે દિવસે જુઓ તો કાઠિયાવાડના ખૂણામાં પડેલા તરવડાના ચર્માલય ચલાવતા કે આમલાની ગ્રામ દક્ષિણામૂર્તિ ચલાવતા ગ્રામ સેવકો વચ્ચે કે સાતમે દિવસે વેડછીના સ્વરાજ્ય આશ્રમમાં ને એ પ્રદેશની રાનીપરજ કોમમાં–આમ ગુજરાતભરમાં અવિરતપણે ઉઘાડે પગે ઘૂમતા આ એકવડા શરીરવાળા વાનપ્રસ્થ અવસ્થામાં પહોંચેલા માનવીની કાયા આજે એક, બે, પાંચ નહિ પરંતુ ૩૫–૪૦ વર્ષથી અવિરતપણે ઘૂમી રહી છે. એ માનવીએ ગુજરાતના ઘણા જિલ્લાઓનાં ગામડાંને એક–બે વાર નહિ સેંકડોવાર ખૂંદી નાખ્યાં છે. વર્ષો સુધી આ માનવીની કાયાએ ગાડી કે વાહનોનો આશરો લીધા વિના જ પગપાળા ધરતીના પટને રાતોરાત ચાલીસ ચાલીસ માઈલ સુધી

ખૂંદી નાખીને ધાર્યાં કામ પાર પાડ્યાં છે. પ્રાચીન કાળમાં કહેવાતું, કે બહારવટિયા લૂંટ કરવા જતા ત્યારે રાતોરાત સેંકડો ગાઉની મજલો ઘોડે બેસી કાપી નાખતા. આ માનવીએ પોતે જે કર્મયોગ માંડ્યો એ કર્મયોગની પૂર્તિ અર્થે ઘોડા લઈને સેંકડો માઈલોના હિસાબે નહિ પણ એના બે પગાળા ઘોડાને લઈને ચાલીસ ચાલીસ માઈલની મજલો ઘણી વાર કરી છે. અને આ માનવી તે બીજુ કોઈ નહિ, પણ ગુજરાતના આબાલ–વૃદ્ધને મોઢે ચડેલા રવિશંકર મહારાજ. બીજા નામે–રવિશંકર દાદા.

ખેડા જિલ્લાના મહેમદાવાદ તાલુકાના સરસવણી નામના નાનકડી વસતીના એક ગામડામાં નાની હાટડી, થોડું ગોરપદું અને એવાં એવાં નાનાંમોટાં કર્મો કરતા એક ગરીબ બ્રાહ્મણને ત્યાં મહારાજનો જન્મ. અને નાનપણનું જીવન એ ગામડાગામમાં જ વીત્યું.

મૂળે જ ધર્મ, નીતિ, સચ્ચાઈ અને નિર્ભયતા પ્રત્યે પ્રેમ–અથાગ શ્રદ્ધા. ક્યાંક દુ:ખ જુએ ને દિલ ડંખે, અરેરાટી છૂટે. દિલમાં જાણે ઘા પડતા હોય તેવું દુ:ખ થાય. કાંઈક કરીને એ દુ:ખ દૂર કરવાની તાલાવેલી થાય.

× × ×

મહારાજ જેલમાં રેંટિયો કાંતતા બેઠા હોય ત્યારે એક પછી એક જુવાનોનાં ટોળાં એમની પાસે બેસે અને

એમના જીવનની નાની મોટી વાતો કહાવે. મહારાજનો સ્વભાવ એવો ઘડાયો છે, કે એમના જીવનની કોઈને બહુ ઓછી જાણ છે. હા, જાણ છે એમના જીવનના નાના મોટા પ્રસંગોની. તેમાં ય પ્રસંગને મહત્ત્વ આપતું ચિત્ર જ મહારાજ પાસેથી રજૂ થાય. મહારાજ કદી એમના વ્યક્તિત્વને આગળ આવવા જ ન દે.

ખેડા જિલ્લાની ગામડા ગામની તળપદી ભાષા 'માં' 'ચાં' કરતી જાય ને એકધારી આગળ વધે. જીવન-ની અનુભવકથા જેટલી રસિક હોય છે એટલી રસિક વાનગી ભાગ્યે જ કોઈ પુસ્તક પૂરું પાડી શકે. મહારાજ-ની અનુભવકથાની વાણી આવી જ હોય છે. સાંભળનાર પીધે જ જાય, પીધે જ જાય.

મહારાજ પંદર–સોળ વર્ષની ઉંમરના તે અરસામાં આખા પ્રાંતમાં ભારે જબરો પ્લેગ ફાટેલો. એ કાળે મહારાજ કોઈ 'ગાંધી'ની અસરમાં નહોતા આવ્યા; કે નામ સરખું સાંભળ્યું નહોતું.

મહેમદાવાદ તાલુકાના પોતાના સરસવણી ગામમાં મહારાજ રહે. સાંજ પડતાં તો ગામમાં પાંચ પંદર માણસ પ્લેગમાં સપડાઈને મોતના મોંમાં ભરખાઈ જાય. આખા ગામમાં ત્રાસ ત્રાસ વ્યાપી ગયેલો. કોઈ કોઈની પાસે જવાની, બાળવા જવાની હિમ્મત સરખી ન કરે.

પણ મહારાજ, ખબર મળે કે ફલાણી ફળીમાં કોઈ મર્યું છે, તો ઉપડે અને બીજાઓને ય સાથે લઈ મરનારને બાળી આવે. બાળીને પાછા આવે ત્યાં તો વળી એકાદ તૈયાર થયું જ હોય.

એક દિવસ આ પ્રસંગની વાત કરતાં મહારાજ કહે: ‘ આ દિવસોમાં અમારા ગામમાં એક કુટુંબ હતું. ભારે સુખી કુટુંબ. ઘેર ખેતી, વાડી, ઢોરઢાંખર, છૈયાંછોકરાં, વહુવારુ, ઘરડાં પટેલ, ડોસી બધાં. છોકરા મોટા થયેલા. ડોસા-ડોસીને ખૂબ સુખમાં રાખે. રોજ ગાડામાં ગાદલાં નાખી ખેતરે લઈ જાય ને લાવે. ખૂબ સાચવે.

“ આમાં આ પ્લેગ શરૂ થયો. પ્લેગ શરૂ થયો ત્યારે કોઈને કલ્પના નહિ, કે આ કુટુંબને માથે એનો ભયાનક પંજો ફરવાનો છે. પણ દિવસો જતા ગયા એમ એ ભયાનક બન્યો

“ કુટુંબના ત્રણ છોકરામાં એક પહેલાં સપડાયો. સવારમાં પ્લેગ થયો ને સાંજ સોરો તો ઉપાડ્યો જ છે. પહેલો છોકરો ગયો. ડોસા—ડોસી—સૌ ખૂબ દુઃખી થયાં. પણ શું કરે ?

ત્રણેક દિવસ થયા ને બીજો છોકરો ઝડપાયો. એ પણ પ્રભુને ધામ પહોંચી ગયો. ચાર દિવસ ગયા ને ત્રીજો નાનો છોકરો ઝડપાયો ને ડોસાથી ન રહેવાયું. એણે આક્રંદ શરૂ

કર્યું. અને સાંજને વખતે જ્યારે એ છોકરો છેલ્લી ઘડીઓ ગણતો હતો—એનો બાપ બરાડી ઉઠ્યો....ના, ના, ના જઈશ. ક્યાં ચાલ્યો ? અને જોત જોતામાં એ છોકરો પણ ગયો. થોડા દહાડા પછી ડોસો ગયો. વહુવારુ મરી પરવારી—એક પહેલવાનને પણ શરમાવે એવી ડોસાને જુવાન છોકરી હતી. છોકરી એવી તો જબરી, કે અડધી રાતે એકલી ખેતરમાં રહે ને રાત આખી ડાંગ લઈ ફરે, ચોકી કરે. અને એ પણ ગઈ. છોકરાંનાં બે છોકરાં ને ડોશી એટલાં જ બચ્યાં. છોકરાંયે ગયાં. આખા ભર્યાભાદર્યા કુટુંબમાં ડોસી એકલી રહી. બધું ખેદાનમેદાન થઈ ગયું.

"ડોસીનો એક ભાઈ કપડવણજ રહે. ડોસીને મન જીવન અકારું થઈ પડ્યું હતું. ભાઈને ત્યાં પણ મુશ્કેલી હતી. ભાભી માંદી—સાજી રહેતી. ડોસીને થયું લાવને ભાઇને ત્યાં જઈ થોડા દહાડા પૂરા કરું. એને પણ રાહત રહેશે. ડોસી તો ગામ છોડી કપડવણજ ગયાં. ત્યાં પણ ભોજાઈ સુવાવડમાં ગુજરી ગઈ. છોકરાં નાનાં, કોણ ઉછેરે ? પણ રામ રાખે એને કોણ ચાખે ? આટ આટલી આકરી પરીક્ષા પછી જાણે ઈશ્વરની મહેર થઈ. ૭૦ વર્ષની એ ડોસીને એ ઉમ્મરે ધાવણ છૂટ્યાં અને ડોસી ભાઈનાં છોકરાંને ઉછેરવા લાગી. કોઈ કલ્પે નહિ કે માને નહિ એવી ઘટના છે. પણ ખરી છે. અને થોડા દહાડે ભાઈ પણ ઉપડી ગયો. ડોસીના જીવનને તો જુઓ, કેવું હતું ને કેવું થઈ

ગયું ! સૌ ગયાં. રહી ડોસી ને ભાઇનાં બે છોકરાં. ડોશી ખાય શું ? પણ દિલમાં હજીયે ભાઈનાં છોકરાં ઉછેરી મોટાં કરવાની મહેચ્છા હતી. માનવી આશા થોડી જ છોડે છે ? ડોસીને મન સવાલ હતો, હવે પેટિયું શી રીતે કાઢવું ? આ ઉમ્મર, કામ પણ શે થાય ? પણ જો ૭૦ વર્ષે ધાવણ આવે તો એ જીવનમાં કેવી મહેચ્છા હશે ? ડોસીમાં આ ઉમ્મરે જાણે નવું જોર આવ્યું. ડોસી ખેતરમાં દાંડિયે જવા લાગ્યાં. છોકરાં હારે લે ને ડોસી આખો દાડો મજૂરી કરી પેટિયું કાઢીને છોકરાં ઉછેરે. ઘણાં વરસ થઈ ગયાં ત્યારની વાત છે. હું તો નાનો હતો. પણ થોડાં વર્ષો પહેલાં મળેલો ત્યારે પણ ડોસી એ જ જોમથી જીવતી છોકરાં ઉછેરતી હતી. ખબર નથી કે આજે કયાં છે ને શી હાલત છે. પણ માણસની પાસે એક કર્તવ્ય પૂરું કરવાની મહેચ્છા હોય તો શું નથી થતું ? માનવીના જીવનમાં કેટલી હિમ્મત ને શક્તિ પડેલાં છે ?"

આવી આવી તો અનેક વાતો મહારાજ કરે. એમની પાસે બેસનાર નાનામોટા સૌ એમની વાતો સાંભળ્યા જ કરે—સાંભળ્યા જ કરે. રસમાં તરબોળ થાય. મહારાજની ભાષા તો નદીના અણતૂટ પ્રવાહની જેમ વહેતી હોય છે. એમાં કરુણ રસ પણ આવે ને વીર રસ પણ આવે—એમાં દિલમાંથી ઉઠતાં સંવેદનો હોય અને સહાનુભૂતિથી તરબોળ એવી લાગણી પણ હોય. મહારાજ જાણે પોતાની આંખ

સામે આખું દૃશ્ય જોતાજોતા વર્ણન કરતા ન હોય ! આજના સિનેમા ઘરોમાં અનેક કૃત્રિમ વાતો જોતા, સાંભળતા, જુવાન-ને એની આંખ સામે સાચા સમાજનાં તાદૃશ ચિત્રો જોવાં હોય, તો મહારાજની અનુભવ કથા સાંભળવા જેવી છે.

× × ×

મહારાજને કૉંગ્રેસ તરફ અને ગાંધીજી તરફ કાંઈક રસ લેતા કરી ખેંચી લાવનાર એમના ખૂબ નજીકના મિત્ર મોહનલાલ કામેશ્વર પંડ્યા. બન્ને બાળગોઠિયા. પંડ્યાજી આજે ગુજરાતમાં નથી, પરંતુ 'ડુંગળી ચોર'નું નામ તો ઇતિહાસને પાને અમર થઈ ગયું છે.

૧૯૧૬–૧૭થી પંડ્યાજીની સાથે મહારાજે જાહેર જીવનનાં કાર્યોમાં રસ લેવા માંડ્યો. ખેડા સત્યાગ્રહ કાળે ગાંધીજી ખેડા જિલ્લામાં રહ્યા. પરિચય વધ્યો અને ત્યારથી જ મહારાજ ગાંધીભક્ત બન્યા. ત્યારથી માંડીને આજ સુધીનું જીવન એ ભક્તિમાં જ ગયું છે.

૧૯૧૬–૧૭થી માંડીને તે આજ સુધી એ ખેડા જિલ્લાના અને ગુજરાતના જાહેર જીવનના જ્ઞાનયુક્ત કર્મ-યોગી રહ્યા છે. ધારાળા, બારૈયા, પાટણવાડિયા, એવાં વિધવિધ નામે ઓળખાતી ખેડા જિલ્લાની અને આસપાસ-ના વડોદરા રાજ્યની અબૂધ અને અજ્ઞાન છતાં ખમીરવંતી આ કોમ, એમના કાર્યક્ષેત્રનું પ્રધાન કેન્દ્ર બનેલી છે.

આ કોમની વસ્તીનાં ગામે ગામે ફરીને મહારાજે અનેક અટપટા પ્રશ્નોના ઉકેલ આણ્યા છે. એમનાં ગામોમાં પહોંચી, એકાદ ઘરના આંગણામાં પોતાનાં બે કપડાં દોરી–લોટો ને તકલીવાળી ઝોળી રાખી, કુંભારને ત્યાંથી હાંડલી લાવી, ખેડૂને ત્યાંથી સાંઠી–બોયાં લાવી અરધોક શેર કાચી ખીચડી માંગી લાવી, કૂવે સ્નાન–ધોવાણ કરી મહારાજે ખીચડી પકાવી ખાધાના પ્રસંગો એક બે પાંચ નથી–ન ગણાય તેટલા છે; અને પછી અડધી રાત સુધી ગામનાં એ માનવીઓ વચ્ચે બેસીને અલકમલકની વાતો કરી છે. એમનાં સુખદુઃખોના ભાગીદાર બન્યા છે; ઘરે–ઘરના કજિયા કંકાસ સાંભળી એમાં દોષિત દેખાયેલાને મીઠા ઠપકા આપી ઘર મેળે કજિયા પતાવી સુખે જીવવાનું જ્ઞાન આપ્યું છે.

લૂંટ, ધાડ, ચોરી, દોંગાઈ, એમાં જ જીવનને વેડફી મારનારા અનેક ભરાડી માનવીઓના સહોદર પણ મહારાજ કાળી અંધારી રાતે એકલા વનવગડે નીકળી એના નિવાસસ્થાને જઈને બન્યા છે. એમને જીવનના આ અવળા રાહ છોડી પ્રમાણિક રોટલો રળવા વિનવણી કરી છે.

અને ગુજરાતની આ પછાત બારૈયા કોમને લૂંટ–ચોરી માટે નામચીન માની બેઠેલી સરકારે ગામોની ગામો વસ્તીને માથે ફરજિયાત ઠોકી બેસાડેલી 'હાજરી'ની પદ્ધતિને અયોગ્ય બતાવી એ કોમો માટે વડોદરા રાજ્યની

અને બ્રિટિશ સરકારની સત્તા સાથે વિનવણીઓ કરી, ચર્ચાઓ કરી, ઝઘડી, ગામોનાં ગામોની હાજરીને નાબુદ કરાવી અનેક નિર્દોષ અને પ્રમાણિક માનવીઓનાં જીવનમાં અમી રેડવાનું કાર્ય પણ મહારાજને હાથે ઓછું નથી થયું.

ચોરી કરનારા અનેક ભરાડીઓની નાડ પારખીને એમની પાસે પહોંચી, પ્રેમ ને વાત્સલ્યથી, મહારાજે દારૂ પીધાના, લૂંટ ને ચોરી કર્યાના દાખલા કબૂલાવી એમને સીધે માર્ગે દોરવાના, આત્મબળના વિજયના પ્રયોગો ઓછા નથી કર્યા. સરકારી અમલદારોની દમદાટી, મારપીટ અને બંદુકો જે કામો પાર પાડવામાં નાકામયાબ નીવડ્યાં હોય એવાં કેટલાંયે કામ મહારાજને હાથે રમત-વાતમાં પ્રેમના પ્રભાવે થયાં છે.

જેમની પાસે જીવનની કશી જ દૃષ્ટિ નહિ, પશુ જેવાં જીવન ગુજારતાં પણ જેમને ન આવડે એવાં અનેક માનવીઓને, જીવનની ઉચ્ચતમ દૃષ્ટિ આપી, મહારાજે ગુજરાતના કેટલાંય માનવીઓનાં જીવનનું ઘડતર કર્યું છે.

× × ×

૧૯૨૪માં બાબર દેવા નામના બહારવટિયાના નામથી ચરોતરનો ને વડોદરા રાજ્યનો—આસપાસનો મુલક ધ્રુજતો હતો. એણે જનતાને રંજાડવામાં કશી બાકી નહોતી રાખી. સરકારનું પોલીસ ખાતું એક તરફ બહારથી તો એને

પકડવા આકાશ–પાતાળ એક કરી રહ્યું હતું. બીજી તરફ એની જ એને સહાય રહ્યા કરતી હતી. ઘણા ઘણા પ્રયાસો છતાં બાબરિયો હાથ ન આવ્યો. સરકારે ખાસ પોલીસ મૂકી. અને પછી આ બધા ખર્ચ માટે સરકારે બોરસદ તાલુકાના પ્રજાજનો ઉપર એ ખર્ચ માટે હૈડિયા વેરો નાંખ્યો.

ચોર કોટવાળને દંડે એવો આ અન્યાય પ્રજાસેવકોને લાગ્યો. ગાંધીજી અને સરદારની દોરવણી માંગવામાં આવી. સાચી હકીકત–પ્રજા એને પોષે છે કે સરકાર–એ સરદાર પાસે રજૂ થઈ અને સરદારે આ અન્યાયને તાબે ન થવું પણ લડી લેવું એવો કાર્યકરોને આદેશ આપ્યો. અને આ હૈડિયા વેરો નહિ ભરવાની બોરસદ તાલુકાની પ્રજાને હાકલ થઈ.

એ સત્યાગ્રહના થોડા મૂળ પ્રણેતાઓ–એને અંગેની જાત–તપાસ કરી સંપૂર્ણ હકીકતો તૈયાર કરનારામાં મહારાજ સૌથી મોખરે હતા. એમને માટે કાંઈ અમલદારોની જેમ પોલીસ, મુખી, તલાટી કે રાવણિયાની તપાસ કચેરીમાં બેઠા બેઠા કરી હકીકતો મોકલવાની નહોતી. જનતાના દિલની, નજરે જોયેલી હકીકતો ઉપર પુરાવો ને નક્કર હકીકતો ઉપર એમનો પક્ષ તો તૈયાર થયો હતો. ન્યાય ને સ્વમાન ખાતરનો આખો પ્રશ્ન હતો. સરદારનો આદેશ મળતાં મહારાજને માટે બીજો સવાલ રહેતો જ નહોતો. એ આખી લડતને મિત્રો સાથે ચલાવી વિજયી બનાવી–સૌએ

આખા ગુજરાતને સત્યાગ્રહનો–સ્વમાનની રક્ષાનો સાચો પાઠ આપ્યો. એ સત્યાગ્રહે ખેડા જિલ્લાની પ્રજા માટે ભવિષ્યનાં આવનારાં આઝાદીનાં યુદ્ધો માટેની પૂર્વ ભૂમિકા રચી આપી. પ્રજામાં વિશ્વાસ આવ્યો, પોતાની શકિતનું એને દર્શન થયું. સરકાર સામે થવું એ તો સૂરજ સામે ધૂળ ઉડાડવા જેવું છે, એ માન્યતાને સ્થાને, સ્વમાનરક્ષા માટે, ન્યાયની માગણી માટે એની સામે પણ મક્કમતા પૂર્વક લડીએ તો ધાર્યું કરાવી શકાય છે, એવો અણનમ જુસ્સો પ્રજાના દિલમાં પેદા થયો. પ્રજાને નિર્ભયતાનો એક પાઠ મળ્યો.

× × ×

૧૯૨૭ માં ગુજરાત આખા ઉપર કુદરતનો કોપ ઉતર્યો. વરસાદે માઝા મૂકી. આખા પ્રદેશ ઉપર પાણીનાં ધસમસતાં પૂર ફરી વળ્યાં. ગામનાં ગામ તણાઈ ગયાં. ઢોર–ઢાંખર ખેદાન–મેદાન થઈ ગયાં, ખેતરોનાં ખેતરો માઈલો સુધી સાફ થઈ ગયાં

આ સામે ગુજરાત પ્રાંતિક સમિતિ તરફથી ગુજરાત 'રેલસંકટ નિવારણ સમિતિ' નીમાઈ ને રાહત કાર્ય શરૂ થયું.

આ રેલનો સૌથી વધુ ભોગ ખેડા જિલ્લો–ચરોતર –થયું હતું અને મહારાજને તો કહેવાનું શું ? એમનો બે પગાળો ઘોડો કોઈ કાર્યકરને એ બાબતમાં પહોંચવા દે તેવો નથી. ગામડે ગામડે ફર્યા–અનાજ કપડાં–જે જે

રાહતો શક્ય હતી તે અપાઈ. આવાં આપત્ કામ આવે ત્યારે મહારાજ હમેશાં ખૂબ દુ:ખી થાય—પણ દુ:ખ એમને વલોપાત કરતા નથી કરી મૂકતું. એમના દિલને—મનને—શરીરને એના ઉપાયો શોધતા કરી—કર્મયોગી બનાવે છે. એ સદાના કર્મયોગી શક્ય બધું જ કરી છૂટે છે. એમાં જ એમને પોતાના જીવન કર્તવ્યનું સાર્થક્ય જણાય છે.

× × ×

જેલ તો મહારાજને કોઠે બેસી ગઈ છે. ૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહના પહેલા કેદી મહારાજ બનેલા. ૧૯૩૦–૩૨–ને ૧૯૪૨–બધા સત્યાગ્રહોના એ જીવંત જેલ કેદી છે.

મહારાજનું જેલ જીવન એટલે રેંટિયો, પુસ્તક વાચન, જુવાનો સાથેની અનુભવની વાતો અને માંદાંની માવજત. આ સિવાય મહારાજને કશામાં રસ જ ન પડે. કર્મયોગ એ એમના જીવનનો સૌથી મોટો રસ છે; એ ન થાય તો મહારાજને જીવન શુષ્ક લાગે.

× × ×

મહારાજ સ્વભાવે વાત્સલ્યમૂર્તિ સમા છે. નાનાથી માંડી મોટા સુધી સૌને એ સાચવી શકે એવી વિશાળ દ્રષ્ટિ અને મન એમની પાસે છે.

જીવનની આકરી તપશ્ચર્યાઓ પોતે કરે છે, જીવનમાં પોતા પૂરતા નાનામાં નાની બાબતમાં અત્યંત સૈદ્ધાંતિક

આગ્રહના સેવનારા છે; છતાં એ જ આગ્રહી ચશ્માં સાથે સૌને જોવાનો ગજ એ નથી રાખતા. એ સૌની શક્તિને નિહાળે છે, કોણ શું કરી શકે એટલી શક્તિવાળા છે એને પણ ચકાસે છે અને હમેશાં કહે છે, કે 'તમારે માટે એ જ યોગ્ય છે.'

વિદ્યાર્થી જાય તો મહારાજ કહેશે, 'સેવાદ્રષ્ટિ નજર સમક્ષ રાખી સારામાં સારો અભ્યાસ કરવો એ જ તારો ધર્મ છે.' કોઈ ગૃહસ્થ જાય તો કહેશે, 'સેવાદ્રષ્ટિ સામે રાખી તમે તમારો ધર્મ બજાવો. એમાં જ તમારું શ્રેય છે.' અને પોતાના જેવા જ સહકાર્યકરો જો જરા પણ ક્ષતિ કરે, તો એમને માટે મહારાજ કહેશે—'બીજાનું ઠીક પણ આપણને આ ન શોભે—ન પોસાય.' અને સિદ્ધાંતનો ચુસ્ત આગ્રહ રાખશે.

મહારાજના લાંબા જેલ જીવનમાં અનેક નાના મોટા પ્રશ્નો જેલવાસીઓની અંદર ઉપસ્થિત થતા. આમાંનો, જેલ બહારથી ખાવાનું મગાવવું કે ન મગાવવું એ મહત્ત્વનો પ્રશ્ન હતો. મહારાજ માનતા, કે કોઈ સામુહિક વ્યવસ્થા બહારનાં નાણાંથી થાય એ યોગ્ય નથી. પોતે તો બહારથી આવેલી તો શું પણ, જેલમાં પણ પોતાને જેલ તરફથી મળતા હકના રેશન સિવાય બીજી કોઈ ચીજને ત્યાજ્ય સમજતા. છતાં, અનેક સામાન્ય ગૃહસ્થી જીવન જીવનારા નાના મોટા, માત્ર કોંગ્રેસ પ્રત્યે સહાનુભૂતિ રાખવા માટે જ પકડાઈ ને આવતા ગૃહસ્થોને—વેપારીઓને—ધનપતિઓને, પ્રથમ

દિવસે જ મહારાજ કહી દેતા–'ભાઈ, તમારે તો ઘેરથી ખાવાનું મગાવવું, અમે કરીએ એવું તમે કરશો, તો નહિ ફાવે; શરીર પણ બગડશે." પોતાને માટે ત્યાજ્ય માને તે જ બીજાની શકિત જોઈ એને માટે યોગ્ય માને. મહારાજની સૈદ્ધાંતિક વિશાળ દ્રષ્ટિની આ ખૂબી છે. એ મતાગ્રહી છે પરંતુ હઠાગ્રહી નથી. એ વ્યક્તિ જીવનમાં ચોક્કસ જીવન દ્રષ્ટિ રાખે અને એ મુજબ જીવન ઘડે એમ ઇચ્છે છે. છતાં એક જ ચોકઠામાં સૌને મૂકવા એ તૈયાર નથી.

× × ×

૧૯૩૬ માં બોરસદ તાલુકામાં પ્લેગ ફાટી નીકળ્યો. લોકો મરવા માંડયા. સરકારી તબીબી ખાતાને પગલાં લેવાની વિનવણીઓ થઈ. જવાબો સંભળાવાયા, કે 'જાઓને તમારા સરદાર પાસે–કોંગ્રેસ પાસે.' અને ખરેખર થયું પણ એમ જ. સરદારે આખો પ્રશ્ન હાથમાં લીધો. જાતે આવીને બોરસદમાં પ્લેગ સામેનો મોરચો શરૂ કર્યો. સેંકડો સ્વયંસેવકો ગામડે ગામડે ફરી વળ્યા. ગંદકીનાં થરનાં થર ઉખેડવા માંડ્યા.

મહારાજ મોખરે જ હતા. એ હમેશાં આવાં કામોમાં પહેલા જ હોય છે. કોઈ હોય કે ન હોય. જ્યાં સેવાનું કામ દેખાયું, માનવતા માથે આપત આવી ત્યાં મહારાજ ન હોય એવું બને જ નહિ. બોરસદની પ્લેગ સામેની જેહાદમાં મહારાજ મોખરે રહ્યા. સૌની સાથે રહી પ્લેગને બોરસદ

તાલુકામાંથી હાંકી કાઢયો.

× × ×

૧૯૪૧માં અમદાવાદમાં ભારે જબરૂં કોમી હુલ્લડ થયું. જોત જોતામાં માનવી પતંગ ની જેમ મરવા લાગ્યાં. એ દશ્યો ભયાનક હતાં. રસ્તા ઉપર માનવ શબો સડવા લાગ્યાં હતાં. એને કોઈ ઉઠાવનાર નહોતું. સર્વત્ર ભય ને હાહાકારનું વાતાવરણ વ્યાપેલું હતું. મહારાજને કાને સમાચાર આવ્યા. એ મહાભયાનક કાળચક્રમાં દોડી જતાં મહારાજને થડકાર પણ ન થયો. જ્યાંથી માનવીઓ જીવ લઈને ભાગતાં હતાં એ સ્થાને બહારથી દોડી આવીને મહારાજે માથું હાથમાં લઈ ભમવા માંડયું. જ્યાં જ્યાંથી માનવીનાં શબ મળ્યાં ત્યાં ત્યાંથી ઉપાડવા માંડ્યાં–શબનો ગંજ ખડકાયો, દૂધેશ્વરના સ્મશાને પહોંચીને મહારાજે એ શબને દફનાવવા માંડ્યાં. સતત દિવસો સુધી એ કાર્ય મહારાજે કર્યું–અમદાવાદની એ માનવદ્રોહી કલંક કથાનું પાપ જાણે મહારાજને હાથ ન ધોવાતું હોય! જ્યારે જ્યારે આવાં કલંકિત કૃત્યો ગુજરાતની ભૂમિ માથે થયાં છે, ત્યારે મહારાજે એ ધોવા પ્રયાસ કર્યો છે.

અને પછી તો એમનું આખાએ શહેરમાં ઘૂમવાનું શરૂ થયું. એક કોમના માનવીઓ બીજી કોમના લત્તામાં મહિનાઓ પછી પણ જયાં જતાં ધ્રુજતા, એ લત્તાઓમાં

મહારાજ નિર્ભય બનીને ફરતા. જે કોઈ આવતા એમને સમજાવતા, નવા આવનારાઓ સમક્ષ આખો ચિતાર રજૂ કરતા, આમ જનતાને નિર્ભય ને શાંત બની જીવન ગુજારવા કહેતા. એ હુલ્લડ પછીનો આત્મવિશ્વાસ સ્થાપિત કરવામાં, જ્યાં નિર્ભયતાનો અંશ પણ નહોતો એવા માનવીઓને એના પાઠ ભણાવવામાં, મહારાજનો પુરુષાર્થ નાનોસૂનો નથી.

ગુજરાતના જે ભાગમાં કુદરતી, માનવપ્રેરિત કે એવી જે કોઈ આપત્તિ આવીને ઊભી રહે ત્યાં નાનામાં નાના કાર્યથી માંડીને મોટામાં મોટા કાર્યની ફરજ અદા કરવામાં મહારાજે પોતાના કર્તવ્યની સાર્થકતા અનુભવી છે. સદાય સાથેના સહકાર્યકરો અને બીજા ઊગતા જુવાન કાર્યકરોની એ પ્રેરણામૂર્તિ રહ્યા છે.

× × ×

આણંદથી ભાદરણ જતાં વચ્ચે બોચાસણનું સ્ટેશન આવે છે. આ સ્ટેશનની પાછળના જ ભાગમાં ૧૯૩૨ની સાલથી ખેડા જિલ્લાના બારૈયા કોમના વિદ્યાર્થીઓને તાલીમ આપવા એક વિદ્યાલય ચાલે છે.

નાનાં નાનાં વિદ્યાલયનાં સુંદર મકાનો, આજુબાજુ સુંદર શાકભાજી ને ખેતીવાડીની જમીનો, ઉદ્યોગશાળા, વણાટશાળા, છાત્રાલય, એક નાની ગૌશાળા અને આસપાસનાં અનેક ગામોની પ્રજાને તબીબી સારવાર આપતું

એક નાનું દવાખાનું છે.

આ વિદ્યાલયમાં ૧૯૪૫થી ગાંધીજીના છેલ્લા આદર્શો પ્રમાણે સર્વાંગીણ તાલીમ માટેનો અભ્યાસક્રમ શરૂ થયો છે. આ વિદ્યાલયમાં દસબાર વિદ્યાર્થીઓ છે. ગાંધીજીની સર્વતોમુખી રચનાત્મક કાર્યની દ્રષ્ટિને ખ્યાલમાં રાખી એ સૌ ત્યાં જીવન જીવે છે અને એને માટેની ગ્રામસેવાની તાલીમ લે છે.

આ તાલીમ આપનારા મુખ્ય આચાર્ય આજે મહારાજ બન્યા છે. છેલ્લાં બે વર્ષથી આ વિદ્યાલયને જ એમણે પોતાનું મુખ્ય કાર્યક્ષેત્ર માન્યું છે. ત્યાં એમણે વસવાટ શરૂ કર્યો છે. જીવનની આકરી તપશ્ચર્યાઓને અંતે જીવનભરનું જે અનુભવ, જ્ઞાન ને કર્મનું ભાથું લાધ્યું છે તે લઈને મહારાજ ત્યાં બેઠા છે. બેઠાં બેઠાં પોતાની નજર સમક્ષના અહિંસક સમાજની રચનાનો કર્મયોગ માંડ્યો છે. ગુજરાતના અનેક નાના મોટા કાર્યકરો, વિદ્યાર્થીઓ અને જુવાનો ત્યાં જાય છે, એમની સાથે વાતો કરે છે, ચર્ચા કરે છે, દ્રષ્ટિ મેળવે છે, નિષ્કામ કર્મયોગ કરવાના પ્રત્યક્ષ પાઠો ભણે છે અને એ ભણી આવી જ્યાં જાય છે ત્યાં પોતાની શક્તિ મુજબ એની ફોરમ વેરે છે.

મહારાજ આધુનિક ગુજરાતના જ્ઞાન–કર્મયોગી ગુરુ છે. એમનો એ દિશાનો વારસો કોણ લેશે ?

# ૪ : વીર છોટુભાઈ પુરાણી

કાઠિયાવાડના એક રાજ્યના નગરને પાદરે દસેક વર્ષનો એક નાનકડો કુમાર, એણે વાંચેલા મહાભારત–રામાયણના ગ્રંથોના બાણાવળીઓનાં અગ્ન્યાસ્ત્ર ને વરુણાસ્ત્રનો પ્રયોગ અજમાવી રહ્યો હતો. એના હાથમાં એક કામઠી ને થોડાં તીર હતાં. તીરની સાથે થોડી પપૈયાનાં પાંદડાં સાથે જોડાયેલી ડાંડલીની ભૂંગળીઓ હતી. કેટલાંક તીરને મોખરે તેલ વાળાં કરેલાં ચીંથરાં એણે બાંધ્યાં હતાં અને પછી દૂર દૂર નજર કરીને એ બધું નિહાળતો હતો કે આજે મારાં અગ્ન્યાસ્ત્ર અને પછી વરુણાસ્ત્રનો ઉપયોગ ક્યાં કરીશ !

દૂર એક છાણાંનું ધોયું (ઢગલો) દેખાયું. થયું, હાં, ચાલો, મારું અગ્ન્યાસ્ત્ર સાચું છે કે ખોટું એનો પ્રયોગ આજે તો કરું જ ! આની ઉપર અગ્ન્યાસ્ત્ર છોડું.

વિચાર થયો:—'પણ ખરેખર આગ લાગશે તો ?"

"તો ? તો, તારી પાસે વરુણાસ્ત્ર તૈયાર છે. ઉપરા ઉપર છોડીને એને ઓલવી નાખજે." બાળ મને ઉત્તર આપ્યો.

"હા, બસ, બરાબર છે, લાવ ત્યારે છોડું !" અને એ ટીખળી બાણાવળી મને અગ્ન્યાસ્ત્ર છોડ્યું. આગળથી તેલમાં બોળેલાં ચીંથરાં લગાડ્યાં અને પછી તીર છૂટ્યું.

સરરર કરતું એ તીર છાણાંના ધોયામાં પેઠું ને ધીરે

ધીરે છાણાં ચેતવા માંડ્યાં. જોત જોતામાં તો આગ લાગી.

"હાં, અગ્ન્યાસ્ત્ર સફળ થયું છે. હું ખરો બાણાવળી!" બાળ મન વળી બોલ્યું.

"પણ આગ લાગી! હમણાં બધા આવશે ને મને મારશે કે પકડી જશે તો?" મને અંદરથી ડર બતાવ્યો.

"પણ, હમણાં મારૂં વરુણાસ્ત્ર છોડું અને ઓલવી નાખું. અગ્ન્યાસ્ત્રે આગ લગાડી પણ વરુણાસ્ત્ર ઓલવી શકે છે ને!" અને એ કલ્પનાએ પપૈયાની ભૂંગળીઓમાં પાણી ભરીને આ બાળ બાણાવળીએ એનાં તીર છોડવા માંડ્યાં. પણ એને સફળતા ન મળી. એ નિષ્ફળ ગયો. જોતજોતામાં ભડકો મોટો થતાં બધાને જાણ થઈ. ભાઈ જરા ગભરાયા તો ખરા. પિતાજી પણ આવી પહોંચ્યા. અને આગ તો સૌએ બુઝાવી. અને પૂછ્યું કે તેં કર્યું શું?

બાળ બાણાવળીએ પોતાની બાણવિદ્યાની આખીએ ઘટના પિતાજીને કહી સંભળાવી.

"મેં અગ્ન્યાસ્ત્ર છોડ્યું ને છાણાં ચેત્યાં—એટલે મને થયું, કે હવે વરુણાસ્ત્ર છોડીશ એટલે ઓલવાશે. બહુયે છોડ્યાં પણ આગ ન ઓલવાઈ તેમાં બાપુજી હું શું કરું?" અને એણે પોતાની લાચારી વ્યક્ત કરી. પિતાજીએ ઠપકો તો આપ્યો; પરંતુ પુત્રની આ કલ્પનાશક્તિ, સાહસવૃત્તિ જાણી અંતરમાં એક પ્રકારનો આનંદ વ્યાપ્યો, સંતોષની

ઊંડી લાગણી પિતાજીએ અનુભવી.

આ પુત્ર અને પિતા, એ ગુજરાતના જુવાનોને છેલ્લાં ચાળીસ વર્ષથી વ્યાયામ, વીરત્વ ને મરદાનગીના પાઠ પઢાવનાર છોટુભાઈ પુરાણી અને એમના પિતા બાલકૃષ્ણ પુરાણી.

× × ×

બાલકૃષ્ણ પુરાણી મૂળે ભરૂચના વતની પરંતુ જામનગરમાં શિક્ષક તરીકેની નોકરી કરતા, એટલે વર્ષોથી જામનગરમાં જ વસવાટ કરેલો.

છોટુભાઈનો જન્મ ૧૮૮૫માં. સમજણા થયા ત્યારથી જામનગરમાં જ જીવન ગાળેલું.

પિતા નિષ્ઠાવાન શિક્ષક હતા. માત્ર નોકરી કરવા જ શિક્ષકનો ધંધો નહિ સ્વીકારેલો. યશ અને વિદ્યા એ જ બ્રાહ્મણની સાચી સંપત્તિ છે એવા સંસ્કાર જીવનમાં જ ઉતારેલા. એ પ્રમાણે જ આચાર, વિચાર અને સામાન્ય રોજિંદા જીવનનો ક્રમ. પોતાનાં બાળકો પણ જીવનમાં આ સાચી સંપત્તિનો વારસો જ પોતા પાસેથી લે એવી પિતાના દિલની ખૂબ ઊંડી મહેચ્છા.

બાળકોની કેળવણી એ રીતે જ અપાવા લાગેલી. શિક્ષક પિતા પોતાના બાળકોને ઘરે જ ભણાવતા. છોટુભાઈ પણ એ રીતે ઘરે જ અભ્યાસ કરતા. અંગ્રેજી

ધોરણોમાં દાખલ થયા ત્યાં લગી તો અભ્યાસ ઘરે જ થયો.

પિતા નાનાં મોટાં અનેક પ્રકારનાં પુસ્તકો, ચિત્રો, વગેરે ઘરે રાખતા. બાળકો એ જુએ, જાણે, સમજે, ન સમજે તો પિતા સમજાવે અને એ રીતે સૂચનો આપતાં બાળકો પોતે સ્વ-કેળવણી પામે એવી એમની પદ્ધતિ હતી. અને એક વાર સામાન્ય કક્કો જાણતો ને બાળક આપ મેળે અક્ષર, શબ્દો જોઈ વાચન શરૂ કરતો. છોટુભાઈ એ રીતે જ શરૂની કેળવણી પામ્યા. અને પછી તો નાનાં નાનાં વાર્તાનાં ને સુંદર જ્ઞાનનાં પુસ્તકો વચ્ચે બાળકોને મૂકી દેતા. બાળકો વાંચ્યા જ કરે. એ વાચન જ કેળવણી આપે. વખત મળતાં પિતા એ અંગે સવાલો કરે, વાતો કરે ને આમ ને આમ બાળક અભ્યાસમાં આગળ વધતું જાય. પિતાજીની આ સ્વ-ભણતરની તાલીમે એમની કેળવણીનો પાયો નાખ્યો. જાતે અભ્યાસ કરવાની ટેવ પડી. બુદ્ધિ ખીલી, વિચાર કરવાની શક્તિને પ્રોત્સાહન મળ્યું. જાત મહેનતથી ઘણું શીખી શકાય એવા આત્મ-વિશ્વાસના સંસ્કાર આ કેળવણીના પાયામાં પડ્યા.

બાળક છોટુભાઈને નાનપણથી જ રમત-ગમતનો અને ફરવાનો ભારે શોખ. ખૂબ રમે. શરીર લોથપોથ થઈ જાય પણ દેશી રમતો રમવાનો ઉત્સાહ ન છૂટે.

નાનપણથી જ ફરવાનો, પોતાની આસપાસના પ્રદેશો-સ્થળો જોવાનો શોખ. પિતાજી આ શોખને ખૂબ આવકારે-

છૂટ આપે. અને એમાંથી જ અવલોકન શક્તિનાં બી પડ્યાં. જ્યાં જાય ત્યાં દરેક વસ્તુનું ખૂબ બારીક નિરીક્ષણ કરે. પોતે જે ગામમાં રહે ત્યાંના નાનામાં નાના રસ્તા, ગલી-કુંચી—એકે એકથી માહિતગાર બને.

જે વસ્તુ કે વ્યક્તિને જુએ તેનું અદ્ભુત નિરીક્ષણ કરે. બરાબર મગજમાં બેસાડી લે.

પ્રાથમિક કેળવણી બધી જ લગભગ ઘરે જ પિતાજીએ આપી, અને એ કેળવણી પૂરી થતા પહેલાં તો આ સ્વ-અભ્યાસની ઝીણવટ ભર્યા અવલોકનની, અત્યંત વાચનની ભૂખ ઉઘડી ચૂકી હતી. બુદ્ધિ અત્યંત તેજ બની ચૂકી હતી. માધ્યમિક શાળાની અંગ્રેજી કેળવણી આ ભૂમિકા સાથે શરૂ થઈ. શાળામાં જોત જોતામાં એ પ્રતિભાનાં દર્શન થવા લાગ્યાં. તોફાન, મસ્તી, ટીખળ, રમત-ગમત એ બધું ખૂબ ગમે—ચાલે—પરંતુ સાથે અભ્યાસ પણ એટલો જ સુંદર ચાલે.

× × ×

બપોરની રમતમાં વિદ્યાર્થીઓ ખૂબ રમે. શાળાના ચોગાનને ઘોંઘાટથી ભરી દે. એક નવા હેડ માસ્તર આવ્યા. એમને આ પસંદ ન પડ્યું. એમણે એ સામે બંધી ફરમાવી. કુમાર છોટુભાઈને આ ખબર પડી. એ કહે આ ન ચાલે. બપોરની છુટ્ટીમાં રમવાનો અમારો હક્ક છે. અને રમીએ

એટલે થોડો વત્તો અવાજ તો થાય જ. એ ન રોકી શકાય. હેડ માસ્તર પણ મક્કમ હતા. શિક્ષા શરૂ થઈ. જે જે વિદ્યાર્થીઓ ભાગ લેતા તેમની સામે લાકડીઓ આવીને ઊભી રહી. હાથ ધરવાનો હુકમ થયો. છોટુભાઈ હેડમાસ્તર સાહેબ સામે હાથ ધરીને ઊભા રહ્યા. સાહેબે મારવાનું શરૂ કર્યું. સોટી પડવા માંડી પણ હાથ ચળે જ નહિ. સાહેબે તે દિવસ બંધ કર્યું. બીજે દિવસે પણ એમ જ ચાલ્યું. ન માસ્તર ડગ્યા કે વિદ્યાર્થીઓ. આમ રોજ રમવાનું. રોજ અવાજ થવાનો ને રોજ માર પડવાનો. આ વિધિ થોડા દિવસ ચાલી. વિદ્યાર્થીઓના સત્યાગ્રહનો પડઘો માસ્તરોમાં ને વાલીઓમાં પણ પડ્યો. બધા શિક્ષકો ભેગા થયા. વિદ્યાર્થીઓને થતી અયોગ્ય શિક્ષાને વખોડી કાઢવામાં આવી. બપોરની છુટ્ટીમાં એમના રમવાના હક્કનો સ્વીકાર કરવામાં આવ્યો. પોતાને સાચું લાગે તે માટે બધું જ સહન કરી પોતાના આગ્રહ ઉપર નિર્ભયતાથી હિંમતપૂર્વક વળગી રહેવાની મક્કમતા ને ધૈર્ય આ ઉંમરે જ જીવનમાં દઢ થયાં હતાં.

× × ×

કાઠિયાવાડમાં જૈનોની સારા પ્રમાણમાં વસ્તી છે. શાળાઓમાં પણ વિદ્યાર્થીઓની સારી એવી સંખ્યા જૈન વિદ્યાર્થીઓની હોય છે. જામનગરની આ શાળામાં પણ જૈન વિદ્યાર્થીઓ સારી સંખ્યામાં હતા. દર વર્ષે જૈનોના પજુસણના તહેવારોની ચાર રજાઓ પણ પળાતી. પરંતુ

એક વર્ષે નવીન આવેલા હેડમાસ્તરને થયું કે આટલા બધા દિવસની રજાની જરૂર નથી. એમણે શાળા માત્ર એક જ દિવસ બંધ રહેશે એવી જાહેરાત કરી. વિદ્યાર્થીઓ ધુંધવાયા—કચવાયા—પણ કોઈની એ સામે થવાની હિમ્મત શે ચાલે ? કોણ પહેલ કરે ? એ જમાનો વિદ્યાર્થી-સ્વાતંત્ર્યનો નહોતો. નહોતાં કોઈ વિદ્યાર્થી મંડળો કે વિદ્યાર્થી પ્રવૃત્તિ. શાળાના મુખ્ય શિક્ષક કહે એ જ નિયમ.

છોટુભાઈને આ ખટક્યું. શા માટે આવી ડખલ હેડમાસ્તર કરે ? દર વર્ષે અમને ચાર દિવસની રજા મળે છે. વિદ્યાર્થીઓમાંનો ઘણો મોટો ભાગ જૈન છે, ને કેમ રજા ન મળે ? એમણે પહેલ કરી. વિદ્યાર્થીઓને કહ્યું, કે આપણે રજા ન આપે તો ચારે દિવસ આવવું જ નહિ. 'હડતાલ' શબ્દ એ જમાનામાં પ્રચલિત નહોતો; પણ વિદ્યાર્થીઓએ એ નિર્ણય કર્યો અને ચાર દિવસની રજા હેડમાસ્તરને જાહેર કરવી પડી.

આમ ૧૮૯૮—૯૯—ના ગાળામાં ચૌદ પંદર વર્ષની ઉંમરે—કુમાર અવસ્થામાં જ છોટુભાઈ પોતાના હક્ક માટે, સચ્ચાઈ માટે ભારે આગ્રહી હતા. એ માટે ત્યાગ—ભોગ, આપવાની મક્કમ નિર્ણયશક્તિ દિલમાં જન્મી ચૂકી હતી. એ યશ અને વિદ્યાનો પિતૃ—વારસો બાળપણથી જ સાથે બાંધ્યો હતો.

મૅટ્રિકમાં પહોંચ્યા ત્યારે શરીર લથડવા માંડ્યું હતું.

માંદગી ઘર ઘાલી ગઈ હતી. પરીક્ષા અપાશે કે કેમ એ શંકાસ્પદ હતું. પિતાને પુત્રના શરીરની ખૂબ ચિંતા હતી છતાં પુત્ર તો અભ્યાસ કરવામાં મક્કમ હતો. લાંબી માંદગી પછી પાસ થવાની આશા ખૂબ ઓછી હતી છતાં મૅટ્રિકની પરીક્ષા તો આપી. અને ધારેલું નહિ, કે પાસ થવાવાનું છે, છતાં પાસ થઈ ગયા.

મૅટ્રિક પછીનાં બે વર્ષો ગુજરાતની પાટનગરી અમદાવાદને આંગણે ગુજરાત કૉલેજમાં વીત્યાં.

મૅટ્રિકનું શરીર ભાંગેલું એટલે મનમાં એ દુબળા પાતળા શરીરના માનવીને શરીર સુધારવાની ખૂબ ઇચ્છા હતી, પણ ઉપાય સૂઝતો નહોતો.

આ કાળે અમદાવાદમાં વાય. જી. પંડિત અને એમના બંધુઓ જબરા વ્યાયામપ્રિય માણસો હતા. એમનાં સુદૃઢ શરીર અને નિયમિત વ્યાયામ છોટુભાઈને મન આકર્ષણ બન્યાં.

આ ૧૯૦૦–૧–૨ નો ગાળો. તિલક મહારાજ હિંદના રાજકારણમાં બરાબર ચમકતા હતા. એમની રાજકીય ક્ષેત્રની પ્રતિભા સૌને આકર્ષતી હતી. અમદાવાદમાં એ ક્યારેક આવતા ત્યારે આ પંડિત બંધુઓને ત્યાં જ આવતા. વ્યાયામ સાથે રાજકીય વિચારોનાં બી પણ એ સંસર્ગથી જ નખાવા લાગ્યાં.

છોટુભાઈને પ્રથમ વ્યાયામનો નાદ લગાડનારા બંધુઓ એ આ પંડિત બંધુઓ હતા. એક રીતે કહીએ, તો સુંદર શરીરની જરૂર અને સાથે સાથે રાજકીય વાતાવરણ પ્રત્યે રસ, એ બન્નેના પ્રથમ અંકૂરો આ સંસર્ગથી જ કૉલેજના પ્રથમ વર્ષમાં નંખાયાં.

બીજી બાજુ ટેનિસની રમતનો નાદ પણ એવો જ આ કૉલેજે લગાડ્યો. ટેનિસનું નામ પડે અને બધું ભૂલી જવાય. બુદ્ધિની જે પ્રતિભા હતી, જે નિશ્ચયબળ હતું, જે મક્કમતા હતી, એ બધાં ટેનિસની રમત પાસે ધીરે ધીરે નબળાં પડતાં ગયાં. એના નાદ સામે બીજાં બધાં આળોટી જતાં અને એ નાદ જીતી જતો.

કૉલેજના પ્રથમ વર્ષનો ઘણો મોટો ભાગ ટેનિસની રમતે જ લઈ લીધો. પરિણામ એ આવ્યું, કે વર્ષને અંતે અભ્યાસનું પરિણામ નબળું આવ્યું. કૉલેજના પ્રથમ વર્ષમાં છોટુભાઈ નાપાસ થયા.

× × ×

આ અરસામાં જ પિતાજીનું પણ અવસાન થયું. ઘરે નાના ભાઈઓ હતા, બા હતાં, બહેનો હતી, સૌનો ભાર વહેવાનો હતો. સ્થિતિનું ગાંભીર્ય સમજાયું. પિતાજી તો જતાં જતાં પુત્ર મૅટ્રિક થઈ ગયો હતો એટલે ખૂબ સંતોષ પામતા હતા. અને મરતાં મરતાં છેલ્લે પણ એક જ સંદેશો આપતા

ગયેલા, કે " ભાઈ, જો જે, આ સૌનો ભાર હવે તારા ઉપર છે. પણ યાદ રાખજે, કે આપણી બ્રાહ્મણની સંપત્તિ ધન નથી પણ યશ અને વિદ્યા છે."

છોટુભાઈએ હવે નિશ્ચય કર્યો હતો, કે આ વર્ષે આપણે બરાબર ભણવું જ રહ્યું. નહિ ભણીએ તો આપણું કામ નહિ ચાલે. અને પછી અભ્યાસ તરફ મન બરાબર દોર્યું. વર્ષને અંતે સહેલાઈથી પાસ પણ થયા. ઈન્ટરમાં બાયોલોજીનો વિષય લીધો.

× × ×

હોસ્ટેલમાં પોતે શિયાળામાં બદામો ખાય. એક સહ-પાઠીને આ બદામો ચોરીને ખાવાની ટેવ પડી ગયેલી. બીજા મિત્ર પાસેથી વાત આવી ગઈ; શું કરવું તેનો વિચાર કરી જોયો.

બજારમાં ગયા, ગાંધીને ત્યાંથી કડવી બદામો જોખાવી, અને પછી બરાબર ટેબલના ખાનામાં રાખી દીધી. સારી બદામો લઈ લીધી. પછી પોતે થોડા મિત્રોને લઈ દૂર ઊભા રહેલા.

પેલા બિરાદર આવ્યા અને એમના રોજના નિયમ મુજબ બદામનો મુઠો ભરી મોંમાં ઓરી અને તરત જ થૂ–થૂ–કરતા બહાર નીકળ્યા, ત્યાં તો છોટુભાઈ આવી પહોંચ્યા. "ખા, બરાબર ખા;" અને બે પાંચ દઈ દીધી.

"રોજ બહુ ભાવતી હતી કાં? ત્યારે આજે તો ખૂબ ખા હોં!"

× × ×

એક સહ–વિદ્યાર્થી બિરાદરને રોજ છાનામાના સુગંધી તેલ નાખી જવાની ટેવ પડેલી. થોડા દિવસો પછી એની પણ ખબર પડી ગઈ. વળી ટીખળી મને ઉપાય શોધી કાઢ્યો. તેલની શીશી ખાલી કરી એમાં પેશાબ ભરી કાઢ્યો. શીશીના મોઢા ઉપર થોડું સુગંધી અત્તર લગાવી દીધું, પછી તો રોજનો પેલા બિરાદરનો સમય થયો અને માથું લુછતા લુછતા ટુવાલ સાથે એ તો ઓરડીમાં પેઠા. તેલની શીશી ઉપાડી અને માથામાં નમાવા લાગ્યા, ત્યાં તો છોટુભાઈનો પ્રવેશ બીજા મિત્રો સાથે થયો. "હાં, બરાબર નમાવી લે, ખૂબ નાખ એટમજી," અને સૌ ખડખડાટ હસવા લાગ્યા. પેલો ખસિયાણો પડી ગયો અને વાસ મારવા લાગી એટલે આખી બાજી સમજી ગયો. બન્યો–ખૂબ શરમાયો ને ઉપરથી છોટુભાઇએ બે–પાંચ દીધી એ જુદી.

આવા અનેક નાના મોટા આનંદ, ટીખળ અને મજાક કરવાના પ્રસંગો વિદ્યાર્થી અવસ્થામાં બન્યા જ કર્યા છે.

× × ×

આમ ગુજરાત કોલેજમાં બાયોલોજી લઈ ઈન્ટર સુધીનો અભ્યાસ પૂરો કર્યો. પંડિત બિરાદરોની ઓળખાણને કારણે અહીંથી વ્યાયામ પ્રત્યે એક પ્રકારનો

પ્રેમ દિલમાં જન્મ્યો હતો. પરંતુ હવે અહીં આગળ અભ્યાસ માટે જોગવાઈ નહોતી એટલે આગળ અભ્યાસ માટે વડોદરા જવાનો નિર્ણય કર્યો.

× × ×

૧૯૦૪–૫નાં વર્ષોમાં આ માનવી વડોદરાની કૉલેજમાં આવ્યો, ત્યારે એને કે ગુજરાતમાં કોઈને એ કલ્પના સરખી નહિ હોય, કે આ માણસ પાસે ગુજરાતને આપવા માટે એક ચોક્કસ કાર્ય પડ્યું છે.

આજે ગુજરાતમાં અનેક નાનાં મોટાં ગામોમાં સંસ્કાર ધામ સમી બનીને પડેલી વ્યાયામશાળાની માનસિક કલ્પના આ કાળમાં જ આ માનવીના મનમાં ઘડાવા લાગી હતી.

અમદાવાદના કૉલેજ જીવન દરમિયાન જ વ્યાયામના સંસ્કાર અને એ પ્રત્યેનું મમત્વ તો પેદા થયું જ હતું. અહીં આવ્યા પછી દક્ષિણી પહેલવાનોના અખાડા જોયા. એમનાં શરીર, એમનાં કુસ્તીનાં દંગલ, આ બધાએ પણ મન ઉપર પ્રભાવ તો પાડ્યો જ.

અને એની એક અસર સૌથી પહેલી થઈ, તે એ કે મારે તો મારું શરીર સરસ કરી જ નાખવું જોઈએ. સામાન્ય દુબળા પાતળા એ માનવીએ કસરત શરૂ કરી. પાંચ દંડ બેઠકથી શરૂ થયેલી એ કસરત વધતાં વધતાં ધીરે ધીરે વર્ષને અંતે અઢીસો દંડ ઉપર પહોંચી. ચારેક માઈલ

દોડવા ફરવાનું રોજનું થવા લાગ્યું. પાંચથી છ શેર જેટલું દૂધ આ શરીરમાં જવા લાગ્યું અને નૈષ્ટિક બ્રહ્મચર્યને આ માનવીએ પાળ્યું. નિયમિત ને પૌષ્ટિક આહાર, નિયમિત વિહાર, કસરત, નિષ્ઠાપૂર્વકનું બ્રહ્મચર્ય અને એ બધા માટે આવશ્યક જ્ઞાન–વિદ્યા, આ ચારેના યોગથી અહીંના વસવાટના પ્રથમ બે વર્ષમાં જ શરીર અદ્ભુત શક્તિથી ખીલી ઊઠયું. શરીરમાં શક્તિ માય નહિ એવી ફાટ ફાટ થવા લાગી. જોનારને સાચી જવાનીનાં દર્શન થાય, નૈષ્ટિક બ્રહ્મચર્યનાં તેજ દેખાય, એક આદર્શ જુવાનનાં દર્શન થાય એવું એ શરીર બન્યું.

× × ×

૧૯૦૬–૭નો જમાનો–બંગભંગનો જમાનો, દેશની હવા કોઈ નવા જ રંગે ભરાતી હતી. અરવિંદબાબુનું 'વંદેમાતરમ્' દેશ આખાના જુવાનોને ક્રાંતિની પ્રેરણા પાતું હતું. અરવિંદબાબુ જાતે હિંદુસ્તાનના જુવાનોની પ્રેરણા-મૂર્તિ બન્યા હતા. 'વંદેમાતરમ્'નું નિયમિત વાચન એ યુવાન છોટુભાઈની જબરી પ્રેરણાનું સાધન હતું. ૧૯૦૭નું સુરત–કોંગ્રેસનું ભંગાણ અને એ ગાળામાં અરવિંદબાબુનો વડોદરાનો વસવાટ, એ યુવાન છોટુભાઈના મનની અનેક કલ્પનાઓને અંતિમ સ્વરૂપ આપનારાં આખરી બળો બન્યાં.

કોલેજનો અભ્યાસ પૂરો થયો હતો. કૌટુંબિક જરૂરિ-

ચાતો એટલી બધી ઉગ્ર હતી, કે હવે એના પોષણ માટે કમાણી કર્યા વિના ચાલે તેમ જ નહોતું

બીજી બાજુ કોઈ સરકારી નોકરી ન કરવી એવો પણ ચોક્કસ વિચાર દ્રઢ હતો. કરવું શું ? ક્યાં નોકરી કરવી ? સરકારી ખાતાં નોકરી આપવા તૈયાર હતાં. પણ એ તો ખપતી નહોતી.

ત્યાં વડોદરા કલાભુવનમાં થોડા સમય માટે કામ મળી ગયું. કેળવણી અંગે મૂળે રસ, પોતે શિક્ષક થવું એવી ઊંડે ઊંડે પણ મહેચ્છા. એટલે એ કામ સ્વીકાર્યું અને જિંદગીની શરૂઆત કરી.

અરવિંદ બાબુના 'વંદેમાતરમ્'થી દિલ તો હલમલી ચૂક્યું હતું. પણ એથી શું? શી રીતે કામ કરવું ? શું કરવું ? એની કોઈ ચોક્કસ સૂઝ પડતી નહોતી. પ્રસંગ મળ્યો એને અરવિંદબાબુને મળવાનું થયું. સવાલ પૂછયો 'અમે જુવાનો શું કરી શકીએ ? કામ કરવાની ઇચ્છા છે. જુવાનોમાં શી રીતે કામ કરવું ?'

'અખાડા સરસ થાણું છે. જુવાનોમાં એની મારફતે કામ કરો. એક–બે–ત્રણનું એક નાનું યુનિટ બનાવો' અને પછી તો એ માનવી પાસેથી એની સાથેની વાતચીતો દરમિયાન એની વિશદ દૃષ્ટિનાં દર્શન થયાં. એની સમક્ષ પડેલા ભવ્ય આદર્શોનાં ચિત્રો આંખ સમક્ષ ખડાં થયાં.

અને આખરે કહ્યું, કે 'તમે મારા ભાઈ બારીનને મળજો. એ તમને બધું વિગતે સમજાવશે.' થોડા કાળ બાદ આ ગુજરાતી માનવી બારીન ઘોષને મળ્યા. કલાકો સુધી વાતો કરી. વિચારોની આપ લે કરી.

× × ×

અખાડા, તગડાં અલમસ્ત શરીર; બસ, કસરત, કસરત દંડ, બેઠક, કુસ્તી, મલ્લવિદ્યા, ખૂબ ખોરાક; બસ, શરીર ખાતર શરીર, એ માટે અખાડા—અને ઉસ્તાદી—આ જાતની કલ્પના સાથે એ કાળમાં હિંદુસ્તાનના ઘણા મોટા ભાગોમાં વ્યાયામનું-શરીરને મલ્લ જેવું બનાવવાનું-કામ કરતા અખાડા ચાલતા હતા. ઉત્તરહિંદના ભૈયા ને દક્ષિણના મહારાષ્ટ્રીઓ આ મલ્લવિદ્યામાં અને આ જાતની અખાડા પ્રવૃત્તિમાં ખૂબ આગળ વધેલા હતા. વડોદરામાં પોતે આવા ઘણા અખાડા જોયા હતા. પોતાનું શરીર તો હવે કેળવી જ લીધું હતું, પરંતુ આ અખાડાઓ કરતાં આ માનવીને જુદી દષ્ટિ લાધી.

'અખાડા, શરીર માટે ખરા પણ માત્ર શરીર માટે નહિ, શરીર રાષ્ટ્ર માટે, સેવા માટે, જીવનના ઉચ્ચતમ આદર્શો માટે, બીજાને પછાડવા માટે શરીર નહિ, બીજાની સેવા માટે શરીર—આ ભાવના—આ આદર્શ અને આ ખ્યાલનાં દર્શન થયાં. અરવિંદબાબુએ એને રાષ્ટ્રીય સ્વરૂપ

આપ્યું. બારીનબાબુએ એને વ્યવહારુ દષ્ટિ આપી અને ગુજરાતના જુવાનોના શરીરઘડતર માટે ચોક્કસ યોજના મનમાં સ્વરૂપ લેવા લાગી.

કૉલેજ જીવન દરમિયાન જ વડોદરામાં જુવાન મિત્રોનું સરસ જૂથ જમાવ્યું હતું. કોઈ પણ કામ કરવું હોય તો પાંચ પંદર અચ્છા જુવાન મિત્રો તૈયાર જ હતા.

અરવિંદ બાબુના 'વંદેમાતરમ'ની આ બધા જુવાનો ઉપર ઘણી અસર હતી. સૌ ક્રાંતિની વાતો તો કરતા. એક દિવસ આવા કેટલાક વિદ્યાર્થીઓ છોટુભાઈને કહેઃ 'તમે અમારા મંડળમાં વ્યાખ્યાન આપવા આવો.' છોટુભાઇ ગયા તો ખરા અને કહ્યું 'પહેલા બોલો, તમે નક્કી કરો, કે શું કરવું છે? બંગાળાના જુવાનો જેમ કરશો? હિમ્મત છે?' પણ કોઈ બોલ્યું નહિ. એટલે તે બોલ્યાઃ 'તો જુઓ, નકામી વાતો ન કરવી એ જ આપણે માટે ડહાપણ ભરેલું છે. જે કરવું નહિ એની વાતો નહિ. જેટલું કરવું એટલી જ વાત.' અને પછી અખાડાની વાત રજૂ કરી, ગુજરાતના જુવાનો પાસે પહેલી વખત ૧૯૦૭–૮ની સાલમાં વ્યાયામ પ્રવૃત્તિના જનકે વાત રજૂ કરીઃ 'આપણે બીજું ન કરીએ પણ આપણાં શરીર તો સુધારી શકીએ ને? દેશની સેવા કરવી હશે તો પણ મજબૂત શરીર તો જોઈશે ને!' અને પછી 'કેટલા જણ અખાડો શરૂ કરીએ તો તૈયાર થશો?' એમ પૂછ્યું. થોડા તૈયાર થયા.

પણ વ્યાયામશાળા શરૂ શી રીતે કરવી? જમીન ક્યાંથી લાવવી? નાણાં ક્યાંથી લાવવાં? આ બધા સવાલો હતા.

પોતાની ટોળીમાં એક લક્ષ્મીનાથ કરીને વિદ્યાર્થી હતા; એ કહે 'જુઓ આ મારી વંડાની જમીન છે, હું એ અખાડો કરવા આપું.'

મોટા મોટા ખાડા, મોટું મોટું ઘાસ, અને તદ્દન પડતર એખરાર જમીન હતી. છોટુભાઈની નજર પડી કે ના, જમીન તો સારી છે. એ તો તરત જ એ જ સભામાં નિશ્ચય થયો, કે આપણે સાફ કરી અહીં જ શરૂ કરીએ. અને છોટુભાઈ તો પાવડો લઈને કછોટો મારી મંડ્યા સાફ કરવા. રોજ બબ્બે ત્રણ ત્રણ કલાક સાફ સૂફી થવા લાગી. જે કાંઈ સાધનો મળે તેનો ઉપયોગ કરે—માટી ખોદે, ખાડા પૂરે અને જમીન સરખી કરે. આઠ દિવસને અંતે સપાટ મેદાન તૈયાર થઈ ગયું. અને ગુજરાતમાં વડોદરાને આંગણે છોટુભાઈએ પ્રથમ બાજવાડામાં 'લક્ષ્મીનાથ વ્યાયામ-મંદિર'ની શરૂઆત કરી.

× × ×

'આ શું! મારા રોયા આ છોકરા નાગડા બાવાની જેમ કપડાં કાઢી, લંગોટા મારી મારીને જુઓને કૂદે છે તે! બીજો કશો ધંધો જ લાગતો નથી. મૂઆને,

શરમે નથી આવતી. અહીં ગૃહસ્થ લોકો રહે, વહુવારુ હોય, છોડિયો હોય પણ કોઈની લાજે ય નહિ! અને આ માસ્તરે ય જબરો આવ્યો છે! જો ને, કેટલા છોકરાને નાગડા બનાવી કૂટવ્યા છે!' આવી વાતોથી વડોદરાની બાજવાડાની પ્રજાએ ગુજરાતમાં આ વ્યાયામ પ્રવૃત્તિને પ્રથમ આવકારેલી. આ માસ્તર એ ફળિયામાંથી પસાર થતા ત્યારે એને માથે ગાળો વરસતી, કોઈ થૂંક પણ નાખતા ને એંઠવાડનાં પાણી નાખવાના કિસ્સા પણ શરૂ શરૂમાં બનેલા.

વ્યાયામશાળામાં આવતા સૌ વિદ્યાર્થીઓને સાફ આદેશ હતો, કે એક શબ્દ કોઈને કહેવો નહિ. પોતાની મેળે સીધે સીધા આવવું ને જવું. પોતાનું કામ કરવું. કદી મગજ ગુમાવવું નહિ. ગુસ્સો કરવો નહિ. કોઈને જવાબ આપવો નહિ. સૌનું કામ કરી છૂટવું. અને ધીરે ધીરે એ વિરોધ શમી ગયો. વ્યાયામશાળાનાં શુભ પરિણામો સૌને દેખાવા લાગ્યાં. બાળકો નિર્ભય, બહાદુર, ચપળ, ઉત્સાહી, સાહસી, વિનયી અને કર્તવ્યશીલ બનતાં વાલીઓ નજર સામે જોવા લાગ્યાં.

× × ×

પણ વ્યાયામશાળા ચાલશે શી રીતે? દંડ, બેઠક ને દોડવા સિવાય બીજી કસરત તો કોઇને આવડે નહિ. કરવું શું?

ભારે મૂંઝવણનો સવાલ હતો. આસપાસ વડોદરાને આંગણે બે ત્રણ મોટા મોટા અખાડા ચાલતા હતા. પણ એ તો ઉસ્તાદી અખાડા. એમાં કોઈ કોઈને વિદ્યા ખરા દિલથી શીખવે નહિ. એ તો દંગલ લડનારા અખાડા. એમાં તો પોતાના શરીરને બીજાથી કેમ સર્વોપરિ રાખવું, કેમ બીજાને પટકી નાખી શકાય એવું બનાવવું, એ જ ભાવના વિકસી હતી. છતાં પ્રયત્નો કરી જોયા. પણ કાંઈ કારી ન ફાવી. કોઈ ખરો વ્યાયામ શીખવનાર ન મળે. છતાં હિમ્મત ન હાર્યા. કેટલાક બહારના કસરતપ્રેમી મિત્રોનો લાભ લીધો. એમને વ્યાયામશાળામાં બોલાવવા માંડ્યા. થોડું થોડું જાણે તે શીખવે. બીજી વ્યાયામ શાળાઓના ઉત્સવો, અને દંગલોમાં હાજર રહી એનાં બારીક અવલોકનો શરૂ કર્યાં. દંગલો–ઉત્સવો જોઈ તુરત અખાડે આવી રાતોરાત જોયેલા દાવો બેસાડવા માંડ્યા. એની નોંધપોથીઓ તૈયાર કરવા માંડી.

આ દરમિયાનમાં એક મિત્ર મળી ગયા. એમણે પોતાને ત્યાં કુસ્તી–લકડી–મલખમ્બ–શીખવા આવવા જણાવ્યું. અને પછી તો છોટુભાઈ, અંબુભાઈ ને ત્રીજા એક સાથીદાર–સવાર સાંજ ત્રણ ત્રણ કલાક શીખવા જવા લાગ્યા. ખૂબ શીખ્યા–શીખીને એને નોંધમાં લીધું. એને ચોક્કસ બુદ્ધિપૂર્વક વૈજ્ઞાનિક સ્વરૂપ આપવા દાવ બેસાડ્યા–એની સાંકળીઓ તૈયાર કરી–અને એ રીતે ગુજરાતની વ્યાયામ–પ્રવૃત્તિનાં

બી નાખ્યાં. વડોદરાના 'લક્ષ્મીનાથ વ્યાયામ મંદિર'નો મજબૂત પાયો નાખ્યો.

ચોમાસુ આવતાં વળી પ્રશ્ન થયો, કે આ અખાડો હવે શી રીતે ચાલશે ? પાણી ભરાઈ જશે. છાપરૂં નાખવું જોઈએ. પૈસા કોણ આપે ? ફંડ કરીએ. વિચાર આવ્યો. શરૂ કર્યું. પણ જ્યાં કસરત શું, શરીરને કેળવવું શું, એનો ખ્યાલ જ નહિ ત્યાં વળી એ કામ માટે પૈસા ? ૧૯૦૭–૮ની સાલમાં જાહેર ફંડ ? કોણ આપે ? ખૂબ ફર્યા ત્યારે માંડ ૬૦) રૂપિયા થયા. એટલામાં છાપરૂં શે થાય ? ખૂબ તપાસને અંતે એક સુથાર મળી ગયો. ૬૦) રૂપિયામાં છાપરૂં જડી આપવાનું એણે માથે લીધું. પણ મજૂરીના પૈસા ક્યાંથી લાવવા ? જાતે જ મજૂર–છોટુભાઈ અને મિત્રો સૌ મજૂર બન્યા. સુથાર કહે તેમ કામ કર્યું અને છાપરૂં ઊભું કર્યું.

બુધવાર આવે એટલે સૌ દૂર દૂર ટેકરી ઉપર જાય. ટેકરી ઉપર જઈ બે પક્ષો પાડે, યુદ્ધ કરે, અને પંદર પંદર વીસ વીસ ફૂટ ઉંચેથી પગ ને હાથની ટીંગાટોળી કરી જવાન છોકરાઓને અદ્ધર નીચે નાખે. નીચે કાંટા હોય–ઝાંખરાં હોય–પડે–વાગે–આથડે, લોહી નીકળે પણ જરા બહાદુર બને–ખડતલ બને.

શનિવાર આવે ને વ્યાયામ મંદિરના વિદ્યાર્થીઓ બહાર

નીકળી પડે. ચાર ચાર માઇલ જાય-થોડું દોડે-થોડું ચાલે-અને પછી બધે ફરે-રસ્તાઓ જુએ-નદીનાળાં જુએ-આસપાસનાં ગામડાંનું અવલોકન કરે-સ્કાઉટીંગ રમે-પાછા આવે-

રવિવાર આવે-બધા વ્યાયામ-શાળામાં જ ભેગા થાય-ચર્ચાનો વિષય રાખે-રાષ્ટ્રીય પ્રશ્નો ઉપર અભ્યાસી વાચન થાય, વ્યાખ્યાન થાય, વિચારોની આપ-લે થાય, એકેએક વિદ્યાર્થી શારીરિક કેળવણી સાથે માનસિક તાલીમ મેળવે-એના જીવનને રાષ્ટ્રીય ભાવનાનો રંગ ચડાવે.

અને પછી તો શરૂ થયા પ્રવાસો. વર્ષમાં એક નાનો ને એક મોટો એવા બે પ્રવાસો વ્યાયામ મંદિરના વિદ્યાર્થીઓ કરે.

આમ વિદ્યાર્થીઓના સર્વતોમુખી વિકાસને ખ્યાલમાં રાખી એ પ્રવૃત્તિએ પાયા નાખ્યા.

પણ આ ચલાવશે કોણ? એક બાજુ કુટુંબની ચિંતા હતી-બીજી બાજુ રાષ્ટ્રને માટે કાર્ય કરવું હતું. પણ એ પડતું તો મૂકાય જ કેમ? મારી પાછળ મારે કોઈકને તૈયાર કરવો જ જોઈએ. અને છોટુભાઈની નજર પોતાના નાના બંધુ ઉપર પડી. અંબુભાઇ સાથે જ હતા. આ બે વર્ષમાં એમની તાલીમ પાછળ છોટુભાઈએ અથાગ શ્રમ લીધો-શરીર, મન અને હૃદયથી, બધી રીતે અંબુભાઈ સંપૂર્ણ

તાલીમબદ્ધ બન્યા. ગુજરાતની વ્યાયામ–પ્રવૃત્તિને માટે જાણે સંદેશો લઈને બન્ને બંધુની જોડી ન આવી હોય!

ગુજરાતભરની એ પછીની વ્યાયામ–પ્રવૃત્તિ એટલે ભરુચ, જંબુસર, અમદાવાદ, નડિયાદ, આણંદ, ભાદરણ અને પછી તો અનેક ગામોમાં વ્યાયામશાળાઓની સ્થાપના–ઠેર ઠેર જુવાનોનાં સંસ્કારધામોની શરૂઆત.

હજારો જુવાનોએ શરીર ઘડ્યાં, હજારોનાં અવળે રસ્તે ચડેલાં જીવન સમજણવાળાં ને સંસ્કારી બન્યાં, સેંકડો વિદ્યાર્થીઓએ જીવનમાં વ્યાયામના કાર્યને જ પ્રધાન કાર્ય માન્યું.

સર્વતોમુખી રાષ્ટ્રીય દષ્ટિ લઈને સેંકડો જુવાનો આજે ગુજરાતની ભૂમિ ઉપર ઠેર ઠેર બેઠા છે; કારણ કે આ વ્યાયામ મંદિરોએ એમને નિર્ભયતાના, મર્દાનગીના ને સાહસિકતાના પાઠ આપ્યા છે.

સુસંગઠિત ને સુદઢ શરીર, મન અને આત્મા, રાષ્ટ્ર અને માનવસમાજની સેવાની ભાવના, અને વખતોવખત એ માટે જરૂરી ત્યાગ ને ભોગની શક્તિ–આ બધાં ગુજરાતના જુવાનોમાં આ સંસ્થાઓએ આપ્યાં છે.

અને એ પછીનાં થોડાં વર્ષો ગુજરાતના જુવાનોનું આકર્ષણ અંબુભાઈ પુરાણી બન્યા. કૌટુંબિક સંજોગોએ છોટુભાઈને ગુજરાત છોડાવ્યું. એ વસ્યા લાહોરમાં. ત્યાં

કૉલેજમાં બાયેલોજીના પ્રોફેસર થયા. અંબુભાઈ અને એમના બીજા સાથીઓએ એમની પ્રેરણા મુજબ ગુજરાતમાં એમણે નાખેલી પ્રવૃત્તિનાં બીને ઠેર ઠેર વાવી નાના મોટા છોડ વિકસાવ્યા.

આ છે ગુજરાતની વ્યાયામ–પ્રવૃત્તિના અને એની છેલ્લાં ચાલીસ વર્ષથી એકનિષ્ઠ સેવા કરનાર માનવીના જીવન–કાર્યની કથા.

× × ×

૧૯૧૯ સુધી લાહોરની કૉલેજના પ્રોફેસર તરીકે રહ્યા. એક કુશળ પ્રોફેસર તરીકેની આ ગાળાની કારકિર્દી ખૂબ ઉજ્જવળ છે. અહીં પણ આ માનવી પ્રત્યે સરકારી ખાતાં અજાણ ન રહી શકયાં. સરકારી ખાતામાંથી લખાણો આવ્યાં, કે આ માણસ કોણ છે? એના ઉપર નજર રાખવી રહી. એ છોકરાઓને બ્રિટન–વિરોધી ઉશ્કેરાટ ફેલાવતાં વ્યાખ્યાનો આપે છે.

× × ×

પત્નીના મૃત્યુ પછી લાહોરથી પાછા આવી છોટુભાઈએ ભરૂચમાં જ વસવાટ શરૂ કર્યો. કેળવણીકાર્ય મૂળથી જ પ્રિય હતું. ભરૂચ કેળવણીમંડળની સ્થાપના કરી અને એક જબરા સંગઠનનો ભાર માથે લીધો. એ જમાનામાં ઉદ્યોગ દ્વારા કેળવણી આપવાની પોતાની શાળાઓમાં શરૂઆત કરી.

અને એ પછીનાં વર્ષો તો રાષ્ટ્રીય ઉત્થાનનાં વર્ષો છે. ગાંધીજીના આગમન પહેલાંના ગુજરાતના ઘડતરના જે થોડા ઘણા એ પછી પણ પ્રગતિકારક રહી જાગૃતપણે પોતાનો હિસ્સો આપી રહ્યા છે, જેમણે જીવનનાં બીજાં તમામ સુખ-સગવડોને ગૌણ માની રાષ્ટ્રનાં ને પોતાના રાષ્ટ્રની પ્રજાનાં સુખ-દુઃખ સાથે જ પોતાની જાતને એક કરી મૂકી છે, એમાં છોટુભાઈ મોખરે છે.

વીરત્વ, બહાદુરી, કોઈને પણ ન નમવાની અણનમ વૃત્તિ એ છોટુભાઈની ગુજરાતના અનેક જુવાનોને દીક્ષા છે.

× × ×

૧૯૨૦થી માંડી ૧૯૪૨ સુધીના તમામ સત્યાગ્રહોના એ જીવંત સાક્ષી છે.

૧૯૪૨ના ગુજરાતના ક્રાંતિકારી કાર્યકરોમાં છોટુ-ભાઈ સૌથી મોખરે છે. '૪૨ના ઓગસ્ટની આઠમીએ એ સરકારના હાથમાંથી છટક્યા તે હાથમાં આવ્યા જ નહિ. સરકારે એમના માટે ઈનામો જાહેર કર્યાં. એમને પકડવા ભરૂચ જિલ્લામાં ને ગુજરાતમાં ખાસ માણસો રોક્યા, પણ છોટુભાઈ હાથમાં ન જ આવ્યા; અને એ ત્રણ વર્ષ સુધી ભૂગર્ભનું અદ્‌ભુત જીવન જીવ્યા.

૬૧ વર્ષની ઉંમરે પહોંચેલા એ માનવી દેખાવે જૈફ લાગે છે. માથે વાળ ધોળા થઈ ગયા છે. છતાં હજી એ જ

શરીર છે. એ જ હિમ્મત ને મર્દાનગી રગેરગમાં ભર્યાં છે.

છોટુભાઈ એમના સહકાર્યકરોના વાત્સલ્યમૂર્તિ પિતા સમા છે; એ સૌને પોતાના ગણી સાચવે છે. જેને પોતાના માન્યા એની સાથે કદી ભેદ રાખતા નથી. એની નાનામાં નાની મુશ્કેલીને એ પોતાની માની ઉકેલવા પ્રયાસ કરે છે.

× × ×

૧૯૩૧ના સત્યાગ્રહનો જમાનો. છોટુભાઈ પકડાઈને નાસિકની જેલના સળિયા પાછળ ધકેલાઈ ગયા હતા. જેલમાં એ જમાનામાં ભારે ત્રાસ હતો, રાજકીય કેદીઓની પણ રંજાડ થતી, માર પણ પડતો.

એ જેલમાં 'મેઘજી' નામનો એક ભરાડી લૂંટારુ વૉર્ડર આપણા રાજદ્વારી કેદીઓ ઉપર મુકાદમી કરવા મૂકાયેલો. કોંગ્રેસના માનવીઓને આ મુકાદમ સામાન્ય ચોર-લુટારુ કેદીઓથી પર નહોતો માનતો. એમના માટે એના દિલમાં જરા ય માનવૃત્તિ નહોતી; ગમે ત્યારે ગમે તેને તિરસ્કારી કાઢતો, મારી પણ શકતો.

એક દિવસ કોઈ પ્રસંગે એ છોટુભાઈ સામે તડૂક્યો; છોટુભાઈ પણ સામે આંખ કાઢી ઘૂરક્યા. ભલભલાને માર મારી દેતો એ મુકાદમ-વૉર્ડર તે દિવસે ગમે તે કારણે શે' ખાઈ ગયો; એણે છોટુભાઈની આંખમાં એવું તેજ જોયું, કે એ સામે એક અક્ષર બોલ્યો નહિ.

"એની સાથે આપણો તમામ વહેવાર બંધ કરી દો—કોઈ વાત પણ ન કરે એવું કરી મૂકો." અને બીજા દિવસથી તમામ રાજદ્વારી કેદીઓએ પોતાના એ મુકાદમ સામે જોવાનું પણ બંધ કર્યું.

ચાર દિવસ વીતી ગયા. મુકાદમ બારણે ઊભો ઊભો રડતો હતો: "કયા હમ આદમી નહીં હૈ?"

"હમારે સાથ તુમ લોગ બાત ભી નહીં કરતે?"

એ માનવીનો અહમ્ ધવાયો હતો. એનું બધું અભિમાન ઉતરી ગયું હતું.

છોટુભાઇને ખબર પડી. એને પાસે બોલાવ્યો અને કલાકો સુધી બેસી એને માણસાઈ શું કહેવાય, એની વાતો કરી. આ બધા માણસો કોણ છે, શા માટે આવ્યા છે, એ સમજાવ્યું.

"શું ત્યારે હું માણસનું જીવન જીવ્યો જ નથી? આવી તો મને કશી ખબર જ નહોતી." કદી જેણે લૂંટ—ચોરી—સિવાય બીજું જીવન જોયું જ નહોતું એવો એ માનવી બોલી ઊઠ્યો. એ નાનપણથી જ ચોર હતો. એણે કદી બીજું જીવન જોયું જ નહોતું. એને વર્ષોની સજા વારંવાર થઈ હતી.

"પણ ભાઈ, તે દિવસે મેં તમને ધૂરકિયું કર્યું અને તમે મને સામે ધૂરકીને શે' ખવરાવી ત્યારથી જ મને થયું, કે તમે કોઇક જુદી માટીનાં માણહ છો."

અને પછી તો આ બે માનવીઓ વચ્ચેનો સંસર્ગ ખૂબ વધ્યો. જેલમાંથી બહાર નીકળ્યો ત્યારે પેલો લૂંટારુ મેઘજી 'માનવી' બનવાના મનોરથ સાથે બહાર નીકળ્યો હતો. એને છોટુભાઈએ પોતાના જિલ્લામાં લઈ જઈ ચોક્કસ કામમાં લગાડવાનો નિશ્ચય કર્યો હતો.

અને એમ જ થયું. મેઘજીએ ભરૂચ જિલ્લાને પોતાનું વતન બનાવ્યું. ત્યાં જ રહ્યો—જમીન ખેતી કરી પરણ્યો—ને લૂંટારુ મેઘજી એક પ્રમાણિક ગૃહસ્થ બન્યો.

'૪૨ની લડતનો એ ક્રાંતિકારી કાર્યકર બન્યો. અને એમાં જ ખપી ગયો.

માત્ર ગુજરાતના જુવાનોને જ નહિ, પરંતુ બીજા આવા અનેકને 'માનવી' ને 'મરદ' બનાવવાનાં કાર્યો પણ છોટુભાઈને હાથે થયાં છે. આજે પણ ૬૧ વર્ષની ઉંમરે એ જ જોમ અને ઉત્સાહથી જીવનની નિર્ધારિત દીવાદાંડી જોતા જોતા છોટુભાઈ અનેકને પ્રેરણા આપતા પોતાનું જીવન જીવી રહ્યા છે. ભરુચના પ્રવાસે જાવ તો સેવાશ્રમમાં જઈ છોટુભાઈને મળવાનું અને એમની પાસેથી પ્રેરણા મેળવવાનું કોઈ જુવાન ભૂલશો નહિ.

*

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચુ' સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## શાસ્ત્રગ્રંથો—મૂળ તથા અનુવાદ

| | | |
|---|---|---|
| **એકાદશ સ્કંધ**—મૂળ સહિત સરળ ભાષાંતર ... ... | ૪૮૦ | ૧–૪ |
| **બળવાન બનો!**—કર્મનો શ્રેષ્ઠતમ ઉપદેશ—ગુજરાતી ભાષાંતર, શ્રી. સાતવલેકરજીની ટીકા સાથે યજુર્વેદનો અધ્યાય ૧ લો ... ... ... | ૧૧૨ | ૦–૮ |
| **સર્વવેદાંત–સિદ્ધાંત–સારસંગ્રહ** ... ... ... | ૨૨૪ | ૧–૪ |
| **વિવેકચૂડામણિ**—શંકરાચાર્ય વિરચિત : મૂળ સહિત ભાષાંતર | ૧૬૦ | ૦–૧૨ |
| **જીવન્મુક્તિવિવેક**—મુક્તિ માટે માર્ગદર્શન આપતો પ્રાચીન ગ્રંથ | ૨૨૦ | ૧–૪ |
| **અષ્ટાવક્રગીતા**—મૂળ શ્લોકો તથા સરળ અર્થ ... ... | ૭૨ | ૦–૮ |
| **મહાવાકય રત્નાવલિ**—સરળ અર્થ સાથે ... ... ... | ૧૪૪ | ૦–૧૨ |
| **એકાદશ ઉપનિષદો**—મૂળ શ્લોકો સાથે સરળ અનુવાદ | ૪૫૨ | ૨–૮ |
| **બૃહદારણ્યક** અને બીજાં ૧૦૦ ઉપનિષદો—મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ (છપાય છે.) | | |
| **વિદુરનીતિ**—મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... | ૧૬૮ | ૦-૧૨ |
| **મનુસ્મૃતિ**—સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... | ૬૪૦ | ૩–૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**—પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦–૮ |
| **વિષ્ણુસહસ્રનામ**—ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦–૪ |

## શાસ્ત્રગ્રંથો—માત્ર અનુવાદ

| | | |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત–ભાષાંતર**—દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| **શ્રીમદ્ ભાગવત**—બે ગ્રંથમાં ભાષાંતર—આવૃત્તિ ૧૧મી, ૨૭ ચિત્રો | ૧૨૪૦ | ૮–૦ |
| ,, ,, —ભાગ બીજો—(આવૃત્તિ ૮ મી) છૂટક મળશે. | ૬૬૭ | ૩–૦ |
| **ભગવતી (દેવી) ભાગવત**—સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬–૦ |
| **વિચાર સાગર**—વેદાંતનાં દોહન—સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક | ૪૩૨ | ૨–૮ |
| **લઘુયોગવાસિષ્ઠ**—મહામૂલા જીવનની દરેક પળ યોગપૂર્ણ વિતાવવા પ્રેરણા આપતું અજોડ પુસ્તક ... | ૫૫૪ | ૨–૮ |

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથો: વૈરાગ્ય, મુમુક્ષા, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો ૧૯૦૮ ૧૨–૦
**મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ–ચારે વર્ણ–આશ્રમના સામાન્ય ધર્મો ૮૫૬ ૭–૮

અન્ય ધાર્મિક ગ્રંથો

**આત્મસાક્ષાત્કારની કસોટી**–લે. બાબા નગીનાસિંહ: (છપાય છે)
**ધમ્મપદ**–મૂળ તથા ગુ૦ અનુવાદ: પં. બેચરદાસની ટીકા સાથે ૧૯૨ ૧–૦
**સ્વરૂપ વિચાર**–ગુરુ-શિષ્યના સંવાદરૂપે … … ૧૦૪ ૦–૧૦
**દત્ત–પરશુરામ** અથવા **આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય, જ્ઞાનખંડ, વિસ્તૃત વિવરણ સાથે ૩૪૪ ૨–૦
**આત્મરામાયણ**–રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ૧૪૦ ૦–૧૨
**પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા: શુદ્ધાદ્વૈત મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮
**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક મહાત્મા ગાંધીજીના પરિચય સાથે … … ૧૮૦ ૧–૪
**પરમ સુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામ શર્માનાં ધાર્મિક વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦
**પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશ–ભજનો ઈ૦ ૧૬૮ ૧–૦
**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦
**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦
**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસ**ના ઉપદેશો ૬૪૮ ૨–૮
**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—.
**વ્યાખ્યાનો ઇત્યાદિ**–(ગ્રંથ ૧ લા રૂપે) … … ૫૬૪ ૨–૮
**સદુપદેશો ઇત્યાદિ**–(ગ્રંથ ૩ જા રૂપે) … … ૫૨૦ ૨–૮
**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે ૨૬૪ ૨–૦

| | | |
|---|---|---|
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો**—ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ | | |
| **સદુપદેશો**—(ભાગ ૪-૫ રૂપે) આવૃત્તિ ૨ જી | ૬૦૦ | ૨-૪ |
| **ભક્તિયોગ**—(ભાગ ૮મા રૂપે) આવૃત્તિ ૨ જી... | ૩૮૪ | ૧-૮ |
| **પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦-૧૧ રૂપે) | ૫૬૦ | ૨-૦ |
| **પાતંજલ યોગસૂત્ર**—ભગવાન પાતંજલિનાં યોગસૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે... | ૧૯૨ | ૧-૦ |
| **જ્ઞાનયોગ**—આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્કય ને મૈત્રેયી વ૦ ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો | ૨૩૬ | ૦-૧૨ |
| **રાજયોગ**—(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ | ૧૩૬ | ૦-૧૨ |
| **આખ્યાનમાળા**—ગ્રંથ ૧ લો તથા ૨ જો—સ્વ૦ અનંતપ્રસાદ કૃત ભક્તો, ઋષિ-મુનિઓ તથા દેવ-દેવીઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ ... | ૧૪૨૮ | ૬-૦ |
| **વૈદિક વિનય**—દરરોજના સ્વાધ્યાય માટે ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર-વિસ્તૃત સમજૂતી સાથે ... | ૮૪૦ | ૩-૧૨ |
| **ઉપદેશસારસંગ્રહ**—મહાત્મા તિરૂવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૩૮૪ | ૧-૮ |
| **સુબોધરત્નાકર**—ધર્મનીતિપ્રેરક ૧૦૫ ટૂંકાં દૃષ્ટાંતો ... | ૩૦૦ | ૧-૮ |

## સ્વ૦ પઢિયારકૃત પુસ્તકો

| | | |
|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**—ભક્તિમાર્ગના ૩૨૫ ટૂંકા રમૂજી દાખલા | ૩૭૨ | ૨-૦ |
| **સ્વર્ગની કૂંચી**—સદ્વર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... | ૩૭૨ | ૨-૦ |
| **સ્વર્ગનો ખજાનો**—ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી-દૃષ્ટાંતો સાથે | ૩૧૨ | ૨-૦ |
| **સ્વર્ગનો પ્રકાશ**—જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ... પાગલ હરનાથની જાણવા લાયક વાતો ... | ૩૩૬ | ૨-૦ |
| **સ્વર્ગનો આનંદ**—ભક્તિના અનેક પ્રકારોની સમજ ... | ૩૬૦ | ૨-૦ |
| **સ્વર્ગની સીડી**—મોક્ષમાર્ગનાં ૧૨ પગથિયાંની સમજ... | ૩૬૦ | ૨-૦ |
| **સ્વર્ગની સડક**—સ્વર્ગપ્રાપ્તિનો ટૂંકો ને સરળ રસ્તો બતાવનાર | ૪૬૮ | ૨-૦ |
| **સંસારમાં સ્વર્ગ**—સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક | ૩૪૮ | ૨-૦ |
| **સાચું સ્વર્ગ**—ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો—દૃષ્ટાંતો સાથે | ૪૯૨ | ૨-૦ |
| **સ્વર્ગની જિંદગી**—કંગાલ મનોદશાને માટે ભોમિયા રૂપે | ૩૦૦ | ૨-૦ |

## રામાયણો

**ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી ૭૬૨ ૪–૮
**માનસ રામાયણ**–બે ભાગમાં : દોહા–ચોપાઈ, બાળબોધ
લિપિ અને ભાષાંતર ગુજરાતીમાં : ૩૦ ચિત્રો સાથે ૧૪૦૦ ૭–૦
**તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી
લિપિમાં અર્થ સાથે: ૩૬ ચિત્રો સહિત ... ૧૪૩૨ ૭–૮
„ „ ભાગ ૨ જો–આવૃત્તિ ૭ મી ... ૬૪૦ ૩–૦
**વાલ્મીકિ રામાયણ**–નવી આવૃત્તિ સત્વર છપાશે.
„ „ ભાગ ૨ જો-આવૃત્તિ ૩ જી છુટક મળશે. ૭૬૪ ૩–૦

## ભગવદ્ ગીતાઓ—

**પુરુષાર્થબોધિની ગીતા**–ભા. ૧ થી ૩ પં. સાતવલેકરજીની
પુરૂષાર્થબોધિની ટીકા સાથે : ત્રણ ગ્રંથોમાં ... ૧૧૦૦ ૧૧–૦
**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–મોટા અક્ષર : ગુજરાતી સરલાર્થ સહિત ૨૪૮ ૦–૧૨
**श्री ज्ञानसत्र गीता**–મૂળ શ્લોકો, ગુજરાતી પદચ્છેદ તથા
શબ્દાર્થ સાથે ... ... ૩૬૮ ૧–૪
**શ્રી જ્ઞાનસત્ર ગીતા**–ગુજરાતી લિપિમાં શ્લોકો, પદચ્છેદ
તથા શબ્દાર્થ સહિત ... ૩૬૮ ૧–૪
**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક
દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ
દીપિકા' નામની ટીકા–સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪–૦
**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ
ભાષાંતર, કદ–૩ા×૫ા, બૉર્ડપટ્ટીનાં પૂંઠાં ૪૮૦ ૦–૮
**શ્રીમદ્ ભગવદ્ ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર, કદ ૩ા×૫
આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦–૪
**मूळ–मूळ भगवद् गीताः** (માત્ર સંસ્કૃતમાં પાઠ કરનારા માટે)
પાન ૧૧૨ : મોટા અક્ષર ૦–૧૪ પાન ૨૦૮ : મધ્યમ અક્ષર ૦–૫

## જીવનચરિત્રો

**સાઈબાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... ૪૩૬ ૩–૦
**સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો ... ... ... ૩૩૬ ૧–૮
**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં–વિસ્તૃત ચરિત્ર (સચિત્ર) ૧૫૯૬ ૬–૮
**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** : બે ચરિત્રો ૫૦૪ ૨–૮

**રામકૃષ્ણ પરમહંસ**—પ્રેરણાદાયી અદ્‌ભુત ચરિત્ર ... ૬૦૮ ૨–૮
**સ્વામી વિવેકાનંદ**—જીવનના પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ૭૮૪ ૩–૦
**સ્વામી રામતીર્થ**—વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે ૬૭૨ ૩–૦
**સંત તુકારામ**—મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું વિસ્તૃત ચરિત્ર ૬૪૮ ૨–૮
**સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** ... ૪૨૪ ૧–૬
**શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... ૩૩૬ ૧–૦
**મ૦ સરયુદાસજી, ભૂધર ભક્ત ને જાનકીદાસજીનાં ચરિત્રો** ૨૫૬ ૦–૧૦
**ભક્તચરિત્ર**—નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં ૨૯ ભક્તોનાં
અદ્‌ભુત અને પ્રેરણાદાયી ચરિત્રો (આવૃત્તિ ૨ જી) ૫૨૮ ૨–૮
**આદર્શ ચરિત્રસંગ્રહ**—ભાગ ૨ જો: બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮
**ભારતના વીરપુરુષો**—ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
**મુસ્લિમ મહાત્માઓ**—૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**—મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦

## સંતવાણી-ભજનો ઇત્યાદિ

**પરિચિત પદસંગ્રહ**—ખાસ પસંદ કરીને ચૂંટેલાં ૬૯૭ ભજનો ૪૦૦ ૧–૧૨
**ભજનસાગર**—જુદા જુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮
**અખાની વાણી**—અઘરા શબ્દોના અર્થ તથા સુધારાવધારા સાથે ૫૦૪ ૩–૦
**तुकाम्हणे:**—પસંદ કરેલા અભંગોનો સંગ્રહ-મરાઠીમાં... ૧૨૦ ૦–૫
**પ્રીતમદાસની વાણી**—ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮
**દીવાને સાગર**—જીવનસાફલ્યનો ઉલ્લાસ આપતો ગઝલસંગ્રહ ૪૮૦ ૪–૮
**મીરાં અને નરસિંહ**—(સંપાદક: ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨

## ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**શ્રી શારદામણિ દેવી**—ટૂંકું ચરિત્ર ... ... ... ૧૦૪ ૦–૮
**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**—સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-
હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ,
ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૧૬૪ ૧–૮
**કલ્યાણમયી**—વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને
રજૂ કરતો ગ્રંથ: સ્ત્રીઓના રોગો અને તેના
ઉપાયો સાથે: આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧–૦

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો : પ્રાચીન તથા અર્વાચીન
પર૮ સતીઓનાં ચરિત્રો : સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૯–૦
**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
„ „ **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
„ „ **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
„ „ **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૮

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાલભારત**–( સચિત્ર ) સંક્ષિપ્ત મહાભારત ... ... ૨૮૮ ૧–૮
**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે: બાદશાહ અને
બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮
**સદ્ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮
**ભારતીય નીતિકથાઓ**–'મહાભારત'માંની પર ટૂંકી વાતો ૧૯૨ ૦–૮
**સુબોધક નીતિકથા**–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮
**બાળકોની વાતો**–ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬
„ „ ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

## પ્રકીર્ણ સાહિત્ય—

**સ્વામીશ્રી અખંડાનંદજીના પત્રો**–૮૫ બોધકપત્રોનો સંગ્રહ ૨૪૮ ૧–૪
**સુવર્ણયુગ**–શ્રી. કનૈયાલાલ મુનશીના લેખોનો સંગ્રહ ... ૬૨ ૦–૮
**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ દેસાઈ–સ્વસુધારણા
માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક (બીજી આવૃત્તિ) ૧૬૮ ૧–૦
**ગુજરાતની ગઝલો**–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦
**કચ્છની લોકવાર્તા**–(લે૦ ડુંગરશી ધરમશી સંપટ)...
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦
**સાહિત્યપ્રારંભિકા**–લે૦ હિંમતલાલ ગણેશજી અંજારિયા:
ગુજરાતી સાહિત્યના વિકાસનો ઇતિહાસ: ૧૫૨ ૧–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' : : ૫ આત્મકથાઓ ૧૯૨ ૧–૪
**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦
**આગળધસો**–'પુશીંગ ટુ ધી ફ્રંટ'નું ભાષાંતર–આવૃત્તિ ૩ જી ૪૬૮ ૨–૮
**સુખી જીવનનાં સાધન**–આનંદી જીવન માટે ઉત્સાહ પ્રેરક ૩૧૨ ૧–૮

**આદર્શ દષ્ટાંતમાળા**–ભાગ ૧–૨–મહાપુરુષોના જીવનપ્રસંગો
પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દષ્ટાંતોનો સંગ્રહ ૯૨૮ ૪–૦
**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખો તથા ધનિકોની
નિર્દયતા દર્શાવતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૯૬ ૩–૦
**શુભસંગ્રહ**–(ભાગ ૨ ને ૯) ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી
માહિતીના ૩૧૩ લેખોનો સંગ્રહ ... ... ૧૨૮૦ ૫–૦
**સુબોધ પુષ્પવાટિકા**–શેખસાદીકૃત : આ પુસ્તકમાં રાજનીતિ,
ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇ૦ છે. ૧૩૬ ૦–૫

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આરોગ્ય સાધના**–લેખક : ડુંગરશી ધ. સંપટ: આરોગ્ય-
સંરક્ષણ અંગે માર્ગદર્શન ... ... ... ... ૧૪૮ ૦–૧૦
**ખોરાકના ગુણદોષ**–લેખક : ડૉ. રસિકલાલ જે. પરીખ
આયુર્વેદ પદ્ધતિથી રોજિંદા ખોરાક માટે માર્ગદર્શન
આપતું પુસ્તક : સુધારાવધારા સાથેની નવી આવૃત્તિ ૧૦૦ ૦–૧૦
**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩
વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦–૧૨
**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–૧૦ મી આવૃત્તિ:
અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો,
તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦
**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃત : શરીરરચના,
હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટી-
ના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦–૮
**વૈદક સંબંધી વિચારો**–એ ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને
લગતા ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩–૧૨
**આયુર્વેદ નિબંધમાળા**–એ ગ્રંથમાં : વૈદ્ય તિલકચંદ તારા-
ચંદકૃત: આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ,
ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૪–૪

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

( અનુસંધાન પૂંઠાના પાન બીજાની સામેથી )

## જુન–૧૯૪૬ માં પ્રસિદ્ધ થશે

બાકીનાં પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે ચોક્કસ જાહેરાત કરવામાં આવશે. આજની ધારણા પ્રમાણે એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશેઃ–

**૧૪. રવીન્દ્ર-જીવન**

કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પ્રેરણાત્મક પરિચય

**૧૫. ગુજરાતના સેવકો**

આજના ગુજરાતને ઘડનારા મૂંગા સેવકોની જીવનકથા

**૧૬. માતૃત્વ**

બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

**૧૭. જાગ્રત નારી**

નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવન-ચરિત્રો

**૧૮. સાહસ કથાઓ**

લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

- આ શ્રેણીના દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના** રહેશે.
- બધાં પુસ્તકો માટે નામ નોંધાવનારને ૧૮ પુસ્તકો દસ રૂપિયામાં મળશે.
- ટપાલથી મંગાવનારે રૂ. ૧–૮–૦ ટપાલખર્ચનો મોકલવો.
- પ્રસિદ્ધ થનારાં પુસ્તકોમાં સંજોગવશાત્ સંસ્થા ફેરફાર કરી શકશે.

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર નદી જવાને રસ્તે, સેશન્સ કોર્ટ પાસે, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ ૨**

'**સસ્તું સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'**

# 'આમ સાહિત્યશ્રેણી'

આ ગ્રંથાવલિમાં જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતે બહાર પડે છે. હાલ નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ થયાં છે:–

| | | |
|---|---|---|
| **ગીતાસંકલન**–સંપાદક: શ્રી૦ રમણ મહર્ષિ: મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજા બે સંકલનો સાથે | ૫૨ | ૦–૩ |
| **વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું સરળ પુસ્તક | ૫૨ | ૦–૩ |
| **જ્ઞાનનાં ઝરણાં**:–સ્વામી માધવતીર્થ ... ... ... ... | ૬૪ | ૦–૩ |
| **ધ્યાન અને જ્ઞાન**–સ્વામી માધવતીર્થ ... ... ... ... | ૪૮ | ૦–૩ |
| **કણ્ઠાભરણમ્** ચૂંટી કાઢેલા પ્રાર્થના–મંત્રો–અર્થ સાથે ... | ૬૪ | ૦–૩ |
| **શ્રીમત્ શંકરાચાર્ય**–લેખક: પુરાતન બુચ: જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યનું ટૂંકું જીવન અને કવન ... | ૪૮ | ૦–૩ |
| **ભગવાન બુદ્ધ**–લે૦ પુરાતન બુચ: કેટલાક જીવન-આદર્શોનું નિરૂપણ | ૫૬ | ૦–૪ |
| **મેનાવતી ને ગોપીચંદ** તથા **ભર્તૃહરિ ને વિક્રમ**–'કલાપી'કૃત | ૪૮ | ૦–૩ |
| **જેસલ અને તોરલ** તથા **ગોપીચંદ ને જાલંધર**– ,, | ૫૬ | ૦–૩ |
| **મનને** એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... | ૪૦ | ૦–૩ |
| **ઉચ્ચ જીવન**:–ડૉ. હરિપ્રસાદ દેસાઈ ... ... ... ... | ૫૬ | ૦–૩ |
| **કાળમુખી અને બીજી વાતો** લેખક: ચુનીલાલ મડિયા | ૬૪ | ૦–૩ |
| **ધાવણની ધાર ને બીજી વાતો**–લેખક: ,, ,, | ૬૪ | ૦–૩ |
| **કેરીની મોસમ ને બીજી વાતો**–લેખક: 'શયદા' ... | ૭૮ | ૦–૫ |
| **અણોજો ને નવું રેલવે સ્ટેશન**–લે૦ શ્રી. ચુનીલાલ વ૦ શાહ | ૬૦ | ૦–૪ |
| **જીવનનો મર્મ**–લે૦ શ્રી. 'સોપાન' ... ... ... ... | ૮૪ | ૦–૬ |
| **નવજવાન**– ,, ... ... ... ... | ૬૪ | ૦–૪ |
| **અહિંસાનું રહસ્ય**– ,, ... ... ... ... | ૭૨ | ૦–૪ |
| **એ વૃદ્ધ પુરુષ !**– ,, ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| **આશાને અજવાળે**– ,, ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| **શ્રી મંતનો સડો**–(કાવ્ય)–ઈશ્વર મોળકિયા ... ... ... | ૬૪ | ૦–૪ |

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ ને મુંબઈ–૨

છેલ્લી અર્ધી સદીમાં મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ**—એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણ મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.



૧૮૭૪ / ૧૯૪૨

તેમણે અજ્ઞાનરૂપી અંધારો દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી, જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને સર્વ રીતે શુદ્ધ કરીને સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અગ્રગણ્ય સંતપુરુષે 'कथयन्तो मां नित्यम्' એ ગીતાસૂત્ર પ્રમાણે છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે; અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં—હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** { અમદાવાદ ને મુંબઈ–૨